શ્રીશુકદેવજીનો ને અભિમન્યુનો દાખલો મોજુદ છે. જો ગર્ભવાસ સમયે સ્ત્રી શ્રીનાથજીનાં કે શ્રીમહાપ્રભુજીનાં કે પ્રભુના કોઈપણ સ્વરૂપના દર્શન સદાજ કર્યા કરે તો બાળક દેવ જેવુંજ જન્મે પીણ જેવું કોમળ ને ભાવિક પુષ્પશું સ્ત્રીહૃદય પણ તેવુંજ ધર્મ-સંસ્કાર ગ્રહણ કરનાર છે. માટે બે વસ્તુ સુધરે તો જગત સુધર્યુંજ જાણવું

આ વિચારના ફળરૂપ આ બાલશિક્ષા છે ઉત્તરોત્તર એવી નાની ચોપડીઓ લખી આનંદથી બાળકને પોતાના ધર્મની ખબર પડે માટે જનસમૂહ સમક્ષ આ સેવક રજુ કરશે ભલે, બાળકને વારસામાં પૈસા ન અપાય, પણ જો ધર્મ બાળકને વારસામા આપે તો તેવાં માબાપને ધન્ય છે. ધર્મ એજ ધન છે. પહેલાના વખતમા બાળકોને માત્ર ધર્મનુંજ શિક્ષણ આપવામાં આવતું. જેના હૃદયમા ધર્મ ઉતર્યો, તે દુનીઆનુ કોઇ પણ કાર્ય ફતેહમદ રીતે કરી શકે વિદ્યા ધર્મ સાથે આપે તો ઉપયોગી છે. નીતિ ને ધર્મ વગરની વિદ્યા વધારે પાપમાં નાખનારી છે. આ સેવક તો એજ વિચારનો છે કે બાળકને સ્વધર્મ સિવાય બીજી નકામી સશયી કેળવણીજ ન આપવી. પ્રેમ, સયમ, દયા ને ભક્તિ આ ચારજ વસ્તુનુ યથાર્થ જ્ઞાન ને અનુભવ બાળકને આપવાં જોઇએ, અને આ સસ્કારો માબાપોએ તેવા બની બાળક પર નાખવા જોઇએ

આશા છે કે, આ પુસ્તકને વાંચકો વધાવી લેશે, અને તેનો સદુપયોગ કરી લાભ લેશે.

દીનકિંકર.

# બાલશિક્ષા ભાગ બીજો.

# વૈષ્ણવબાલશિક્ષા.

## ( ભાગ બીજો. )



### પાઠ ૧ લો.

### પ્રભુને પ્રકટ થવાનાં કારણો.

ગુરુજી—ભાઇઓ, જ્યારે આ જગતમા પાપ બહુ થાય છે, ને પુણ્ય ઓછું થઇ જાય છે, ત્યારે એ પાપ કરનારને શિક્ષા કરીને તેનુ ભલું કરવા તથા સારા માણસોને સુખી કરવાને ભગવાન પોતે કોઇ પવિત્ર માણસને ઘેર પ્રકટે છે

કનુ—ગુરુજી, એવી એક ભગવાનની વાત કહો, અમને સાભળવાની મજા પડે છે તે દિવસે તમે વિદુરની ભાજી ભગવાને ખાધી હતી, તે વાત કહી હતી, તે મે ઘેર જઇ મારી બાને કહી. મારી બા તો બહુજ રાજી થઇ ગઈ.

ગુરુજી—સાંભળો ત્યારે, એકવાર આ જગતમાં પાપનો ભાર બહુ થઈ ગયો. ભક્તને, બ્રાહ્મણને, ગાયને ને બીજા બિચારાં ગરીબ પ્રાણીને કોઇ દુઃખ દે ત્યારે

પાપ થાય, એવી રીતે પાપ વધી ગયું, ત્યારે આપણી આ ભૂમિ ગાય માતાનુ રૂપ લઈને બ્રહ્મા કરીને એક દેવ છે, તેમની પાસે ગયા, એટલે તરતજ બ્રહ્માજીએ તો બધા દેવલોકને બોલાવ્યા. બધા દેવ ભગવાનની પાસે આવ્યા ગાય માતારૂપે પૃથ્વી પણ તેમની જોડે આવ્યા પછી બ્રહ્માજીએ ભગવાનનુ ભજન કર્યું એટલે ભગવાને આકાશમાથી કહ્યું કે હે દેવલોકો, હું મથુરામા જનમ લેવાનો છુ, ને આ બધા પાપો મટાડવાનો છુ, તથા સારા માણસોનુ ને મને ભજે છે તેમનુ ભલુ કરવાનો છુ, માટે હવે તમે તમારે ઘેર જતા રહો. દેવો ખુશી થઈ પોતપોતાને ઘેર ગયા અને ગાયમાતા રૂપી આ ભૂમિ માતા રાજીરાજી થઈ ગયા

---

## પાઠ ૨ જો.

## વસુદેવ ને દેવકીજી.

કેનુ—ગુરુજી, કાલે તમે વાત કહી હતી, તે વાત મેં ઘેર જઈ મારી બાને ને મારા બાપાને કહી, તે તો બહુ ખુશી ખુશી થઇ ગયાં. મારા મોટાભાઈ પણ સાભળતા હતા; તેમણે તો મને રાજી થઇ આ એક નાની લાકડી રમવા માટે આપી. કાલવાળી વાત આગળ કહો.

ગુરુજી—મથુરામાં કંસ કરીને એક રાજા હતો, તે બહુજ જુલમી હતો, એણે એના બાપને કેદમાં નાંખ્યો અને પોતે ગાદી પર બેસી ગયો હવે માબાપને તો સવારમા ઉઠીને પગે લાગવું જોઇએ, વળી તેઓ કહે તે મુજબ કરવું જોઇએ, જો એમ ન કરીએ તો પ્રભુને ગમતું નથી ને પ્રભુ રિસાય છે

વળી કંસે બીજા પવિત્ર માણસોને પણ દુઃખ દેવા માંડ્યુ, એટલે ભગવાનને ન ગમ્યું એણે ગાય બ્રાહ્મણને અને ભક્તને બહુજ પજવવા માંડ્યા, તેથી ભગવાને મથુરામા જનમવાનો વિચાર કર્યો

કંસને દેવકી કરીને એક બેન હતા, તે કંસની કાકાની દીકરી બેન થાય તેમને કંસના કાકાએ કંસને સોંપ્યા હતા, એટલે કંસે તેમને ઉછેર્યા હતા, તે બહુ પવિત્ર હતા. વહાણામાં વહેલા ઉઠી તેઓ પહેલા ભગવાનનું ભજન કરીને પથારીમાંથી પગ કાઢે, બધા મોટાંને પગે લાગે. હમેશાં સાચુ બોલે, દરરોજ વખતસર નહાયધુવે, ને ચોકખા રહે તે મોટાં થયા એટલે કંસે વસુદેવજી નામના એક પોતાની નાતના વરને પરણાવ્યાં. વસુદેવજી પણ પવિત્ર હતા, તે પણ ભગવાનના ભક્ત ને સાચાબોલા હતા. હવે કંસે તો પોતાની પવિત્ર બેનને ભગવાનના ભક્ત વસુદેવજી સાથે પરણાવ્યા. પછી બહુ

પૈસા ને સરપાવ આપ્યો, અને બેઉને પોતાના રથમા બેસાડીને એમને ઘેર મુકવા જતો હતો, એટલામા આકાશમાથી વાણી થઈ કે હે કસ, એ દેવકીજીનો આઠમો પુત્ર તને મારી નાખશે.

આ સાભળી કસ તો બી ગયો, તે તલવાર તાણી દેવકીજીને મારી નાખવા મડયો, એટલે વસુદેવજીએ તેને સમજાવ્યો, અને કહ્યુ કે હે કસ, એને જેટલા છોકરા જનમશે તે બધા હુ તને આપીશ તારી બેનને મારીશ તો તને પાપ લાગશે કસ સમજી ગયો, ને દેવકીજીને છોડી દીધા વસુદેવ દેવકીજીને જેલમા પુરી દીધા. ત્યાર પછી આ શ્રી વસુદેવ-દેવકીજીને ઘેર કેદખાનામા ભગવાન જનમ્યા.

---

## પાઠ ૩ જો.

## બળદેવજી ને માયા.

ભગુ—ગુરુજી, કાલની વાતમા તો અમને બહુજ મજા પડી આવી વાતો દરરોજ કહો તો કેવું સારૂં ?

ગુરુજી—ગઈ કાલની વાત કોણ કહેશે ?

મનુ—ગુરુજી, હુ કહી જાઉ છુ. કનુ બધી વાત કહી ગયો એટલે ગુરુજીએ આગળ વાત કહેવા માંડી.

ગુરુજી—દેવકીને એક છોકરો જનમ્યો, તેને લઈને વસુદેવજી

કસને આપવા ગયા, કારણ કે 'ગોમણે વચન આપ્યું હતું પવિત્ર માણસો હમેશા દુઃખ પડે તો પણ પોતાનું બોલેલુ પાળે છે કંસે તે છોકરાને મારી નાંખ્યો, એમ કરતા બીજો છોકરો જનમ્યો તેને પણ મારી નાંખ્યો; એમ છ છોકરા મારી નાખ્યા હવે વસુદેવજીનાં બીજાં સ્રી રોહિણીજી કરીને હતા દેવકીજીને સાતમો પુત્ર અવતરવાનો હતો, એટલે ભગવાને માયાને કહ્યું કે હે માયા, તુ દેવકીજીના પેટમાથી પુત્રને લઇને રોહિણીના પેટમા મુકી આવ, એટલે માયાએ તેમ કર્યું, તેથી રોહિણીને પેટે સાતમા પુત્ર જનમ્યા તેમને રોહિણીએ ઉછેરી મોટા કર્યાં, આ તે શ્રીકૃષ્ણના મોટા ભાઈ શ્રીબળદેવજી. એ બહુ બળવાન હતા માટે શ્રીબળદેવજી કહેવાયા. આ વખત વસુદેવદેવકીજીને કંસે કેદ કર્યાં હતાં.

કનુ—ગુરુજી, માયા એ કોણ હતી?

ગુરુજી—કનુ, માયા એ તો ભગવાનની એક શક્તિ છે, જ્યારે જરૂર પડે ત્યારે ભગવાન તેને મોકલે છે તે ભગવાન કહે તે કામ કરે છે બધા દેવો જેમ ભગવાનના નોકર છે, તેમ આ માયા પણ ભગવાનની દાસી છે જેમ નોકર ભગવાનના હુકમ પ્રમાણે કામ કરે છે, તેમ આ માયા પણ ભગવાનના હુકમ પ્રમાણે વર્તે છે આપત્ર. કાલે ભગવાનના જનમની વાત કહીશુ

## પાઠ ૪ થો.

## શ્રીકૃષ્ણનું પ્રાકટય.

બાબુ—ગુરુજી, કાલે તો મને રાતે ઉંઘ પણ આવી નહિ, કારણ કે ભગવાનના જનમની વાત સાભળવાની બહુજ મજા પડશે, એ વિચારમા ને વિચારમા ઉંઘજ ન આવી

ભગુ—ગુરુજી, સાચુ પૂછો તો મને આખી રાત એમજ થા થા કરે કે ક્યારે સવાર થાય, ને ગુરુજી પ્રભુના પ્રકટ થયાની વાત કહે? હું તો રોજ મારે ઘેર સાજે મારા દાદીને તથા બીજાને તમે કહો છો તે વાત કહુ છુ મારી મા તો વાત સાભળીને મારે માથે હાથ મુકે છે, ને મને "ઘણુ જ જીવજે" એમ કહે છે

ગુરુજી—હવે તો દેવકીજીને ઘેર કેદખાનામા ભગવાન પ્રકટ થશે, તે વાત બરાબર સાભળો. દેવકીજી અને વસુદેવજી કેદખાનામા ભગવાનનું બહુજ ભજન કરતા, તેથી તથા પહેલા ભગવાને વચન આપ્યું હતું કે, હુ તમારે ઘેર જનમ લઈશ, તેથી ભગવાને દેવકીજીના શરીરમા પ્રવેશ કર્યો, એટલે દેવકીજીનુ તેજ બહુ વધ્યું, દેવોને પણ ભગવાને કહેલુ એટલે તેમણે પણ જાણ્યું કે, દેવકીજીને ત્યાં ભગવાન જનમવાના છે, ભગવાન પૃથ્વી પર પધારવાના એટલે પૃથ્વી પણ બહુ રૂપાળી લાગવા માડી,

પવન પણ મીઠો મીઠો વાવા લાગ્યો. ઝાડો પણ બહુ લીલા દેખાવા લાગ્યાં. આખી પૃથ્વી પર આનદ આનદ થઇ ગયો તેની સાથે પાપી માણુસોને પીડા થવા લાગી, કારણુ કે ભગવાન તો પાપીઓને દડ દેનારા છે, બધા ભક્તો તો ખુશી ખુશી થઇ ગયા. જ્યારે શ્રાવણુ વદિ ૮ આવી, ત્યારે ભગવાન અદ્ધરથી વસુદેવ દેવકીજીની પાસે જેલમા પધાર્યા, એટલે તો ત્યા અજવાળુ અજ-વાળુ થઇ ગયું વસુદેવદેવકીજી ભગવાનને પગે લાગ્યાં ને સ્તુતિ કરી દેવકીજીના મનમા તો હરખ માય નહિ. તેઓ તો આનદથી આખોમાંથી આસુ પાડવા લાગ્યા, પણુ કસની બીક હતી, એટલે ભગવાને કહ્યુ કે, મને તમે ગોકુળમા નદરાયજીને ઘેર હમણાંને હમણાંજ મુકી આવો એમ કહી પોતે નાના બાળક બની ગયા.

ભગવાન પધાર્યા એટલે વસુદેવદેવકીજીની બેડીઓ તુટી ગઇ વસુદેવજીએ પ્રભુને એક ટોપલીમા સુવાડયા, દેવકીજીનો તો જીવ ચાલે નહિ ને રડવા મડી પડયા, પણુ વસુદેવજીએ ધીરજ આપી છાના રાખ્યા. પછી વસુદેવજી પ્રભુને લઇને ચાલ્યા કેદખાનાના બારણુાના તાળાં એની મેળે તડાક તડાક ઉઘડી ગયા ભગવાને માયાને કહ્યું કે, આ બધા ચોકીદારોને ઉંઘાડી દે, એટલે માયાએ ચોકીદારોને ખૂબ ઉંઘ મુકી એટલે બધા ઉંઘી ગયા. વસુદેવજી તો

પ્રભુજીનું ભજન કરતા કરતા ચાલ્યા જાય છે, તે વખતે ચોમાસું હતું, એટલે વાદળાંમાથી ધીમોધીમો વરસાદ પણ પડતો હતો. પ્રભુ વરસાદના છાંટાથી ભીંજાય નહિ, માટે શેષ નાગે પ્રભુ ઉપર ફેણ માડી, વિજળીઓ પણ ઝબાઝબ ઝબાઝબ થવા માંડી. એ પ્રભુના તથા વિજળીના અજવાળે વસુદેવજી જમનાજીને કિનારે આવી પહોંચ્યા જમનાજી તો બે કાંઠે વહે છે, ખૂબ પાણી ભરેલું છે, પણ પ્રભુજી પધાર્યા એટલે જમનાજીએ પાણીના બે ભાગ કર્યા. જમનાજીએ માર્ગ દીધો એટલે વસુદેવજી પ્રભુને માથે લઇ જમનાજીમા ચાલ્યા. વચમાં પ્રભુના ચરણસ્પર્શ કરવાનું મન જમનાજીને થયુ, એટલે ભગવાને ટોપલામાથી ચરણ નીચે લટકાવ્યા. જમનાજી તો પ્રભુના ચરણનો સ્પર્શ કરી શાન્ત થઇ ગયા. ને રાતોરાત વહી ગયા પછી વસુદેવજી ગોકુળમા આવ્યા ને નંદરાયજીને ઘેર ગયા. શ્રીનંદરાયજીના સ્ત્રી શ્રીજશોદાજીને પેટે પુત્રી જન્મી હતી આ પુત્રી તે ભગવાનના હુકમથી પ્રકટ થયલી માયાજ હતી તેને હાથમા લીધી ને ભગવાનને છાનામાના શ્રી જશોદાજીની સોડમા મુકી દીધા, શ્રીજશોદાજી ઉંઘમા હતા, તેથી જાણ્યું નહિ. વસુદેવજી તે માયા રૂપ પુત્રીને લઇને પાછા આવ્યા એટલે બધા કેદખાનાના બારણા એની મેળે વસાઇ ગયા, ને

વસુદેવદેવકીજીના પગમા બેડી પણ જડાઈ ગઈ દેવકીજી પ્રભુને કેમ ફરી વિસરે નહિ, પણ બિચારા શુ કરે ?

---

## પાઠ ૫ મો.

## ગોકુળમાં આનંદ.

ગુરુજી—ગઈ કાલે વસુદેવજી ભગવાનને ગોકુલમા શ્રીનદ-જશોદાજીને ઘેર મુકી આવ્યા, ને તેમને ત્યાથી માયા કે જે છોડી રૂપે જનમી હતી, તેને ઘેર લાવ્યા એ વાત કહી

ભગુ—ગુરુજી, આ વાત તો અમે કદી ભૂલાવાનાજ નથી. પ્રભુની શી કળા ! એની શી ચતુરાઇ ? હું તો આપે કહેલી આ વાત લગારે વિસરતો નથી

કનુ—ગુરુજી, એ અધારૂ, એ વિજળીઓ, એ ઝરમરઝરમર વરસાદ, એ વસુદેજીનું જમનાજીની પાર જવું, આ બધુ જો તે વખતે આપણે હોત તો તો જોવાની કેવી મજા પડત ? ( ગુરુજી આ વાત સાભળી રાજી રાજી થઇ ગયા, ને આનદમા આવી આગળ વાત કહેવા લાગ્યા )

ગુરુજી— વસુદેવજી જે પુત્રી લાવ્યા, તે કેદખાનામાં આવતા તરજ રડી પડી, એટલે કસના ચોકીદારો દોડયા. કસ તો વાત સાભળતા દોડતો દોડતો આવ્યો, ને બેનના

હાથમાથી છોડી લઇ લીધી બિચારા દયાળુ દેવકીજીએ બહુ કાલાવાળા કર્યા, પણ કશુ વળ્યુ નહિ કસ જેવો એ પગ ઝાલી પત્થરપર પછાડવા જાય છે કે તે હાથમાથી ઉડી ગઇ, ને ઉચેથી બોલી કે –' હે કસ, તને મારનાર તારો દુશ્મન તો શ્રીગોકુળમા પ્રકટ થઈ ગયો છે ' કસ આ સાભળી બહુજ ગભરાયો, ને પોતે આજ સુધી બેન બનેવીને જે દુ ખ દીધુ, તેની માફી માગવા લાગ્યો. વસુદેવદેવકીજીને જેલમાથી કાઢયા, પણ કસને માયાએ કહ્યુ, તેથી જ પજ ન વળે. હવે શુ કરવુ એજ વિચાર કરતો હતો

અહીં ગોકુળમા જશોદાજીને ખબર પડી કે પોતાને પુત્ર જનમ્યો છે, એટલે તેમણે તરતજ નદરાયજીને વાત કરી શ્રીનદરાયજી બહુ ઘરડા થઈ ગયા હતા, ને ઘડ પણમા પુત્ર થયો, એટલે ગજી રાજી થઇ ગયા આખા ગોકુળમા જરાક વારમા વધાઇ ગઈ નદરાયજી બહુ મોટા અને બધાના ઉપરી હતા, એટલે બધાને આનદ થયો સવાર થતા તો નદરાયજીને ઘેર જબરી ભીડ થઇ, એક આવે, ને એક જાય, કોઇ મોતીએ વધાવ, કોઇ કકુએ, કોઈ ફુલોવતી વધાવે કોઈ કોઇ તો ટોપી તથા અગરખાની ભેટો લાવ્યા શ્રીગોપીજનો જાણે ઘેલાઘેલા બની ગયા, ગોવાળીઆ પણ બધા બહુ

આનંદથી નાચવા લાગ્યા, આખા ગોકુલમા ઘેરેઘેર ધજાઓ અને તોરણો બંધાઇ ગયા ગોપીઓ અને ગોવાળીઆઓ તો પોતે શુકનની વસ્તુ દહી, દૂધ હળદર વગેરે ખૂબ છાટવા લાગ્યા ગાયો પણ આનંદથી આસુ પાડવા ને કુદવા લાગી બધાં ગોકુળના ઝાડ પણ પ્રભુને નમી પડયા, ને પ્રભુને પાંદડાંથી ફૂલોથી તથા ફળવડે વધાવવા લાગ્યા શો આનંદ ! બધેજ આનંદ આનંદ !! બધે લહેર, કોઇ તો મીઠાં મીઠા ગીતો ગાય છે. તે ગીતો તો જાણે વેદની શ્રુતિઓ ગાતી હોય એવાં વહાલા લાગે છે દેવો તો ખડખડ હસતા આકાશમા વિમાનમા રહીને પ્રભુજીને નીરખવા લાગ્યા, ને દિવ્ય ફૂલોએ વધાવવા લાગ્યા કેટલાક દેવોને તો ગોકુલમા રમવા આવવાનું મન થઇ ગયું, પણ બિચારાથી ઉતરાયું નહિ. મહાદેવજી એકલા પ્રભુના દર્શન કરવા શ્રીજશોદાજીને ઘેર આવ્યા, ને ગોવાળીઆ જોડે છાનામાના ખૂબ રમ્યા બધા દેવોએ ને મહાદેવજીએ ભગવાનની સ્તુતિ કરી પ્રભુ તો બાળરૂપાળા હતા, ને આ બધો આનંદ નિરખતા હતા. આખુ ગોકુળ રૂપાળુ રૂપાળુ ને આનંદવાળુ થઇ ગયું આખી દુનીઆને શાંતિ થઇ એકલા કંસને મહાદુઃખ થયું, નંદરાયજીએ પોતાના આનંદમા સવા લાખ ગાયોનું દાન કર્યું



## પાઠ ૬ ઠ્ઠો.

## પૂતનાનો મોક્ષ.

કનુ—ગુરુજી, કસને બહુ દુ ખ થયુ, તેનું શુ કારણુ? તે અને ગઇ કાલે કહેલી વાત આગળ કહો

ગુરુજી—માયા હાથમાથી છટકી ગઇ, તેણે કસને કહ્યુ કે, તને મારનારો તો ગોકુળમા પ્રકટ થયો છે, તેથી કસને બહુ દુ ખ થયુ તેને ખાવાનું ભાવે નહિ, સુવાનુ ગમે નહિ, બેસવાનુ ગમે નહિ પછી કસના બધા પ્રધાનો એકઠા થયા ને દુશ્મનને મારી નાખવાની બાજી રચવા માંડી પહેલા તો કસની પૂતના નામે એક બેન હતી, તેણે વ્રજભૂમિના બધા નાના છોકરાને મારી નાંખવાનુ માથે લીધુ તે વ્રજના બાળકોને મારતી મારતી શ્રી-જશોદાજીને ઘેર આવી, તે વખતે તેણે સોળ વરસની છોડીનુ રૂપ લીધુ હતું તે છાતીપર ઝેર ચોપડીને આવી હતી, તેણે વિચાર્યું કે હુ ભગવાનને ધવાવીશ, તે ધાવશે એટલે ઝેર ચડશે, ને મરી જશે પૂતના આવ્યાની વાત ભગવાને જાણી એટલે તે આખો મીંચી ગયા. બધી રમાડવા આવેલી ગોપીઓ તથા શ્રીજશોદાજી પણ આનુ રૂપ જોઈ વિચારમા પડી ગયા, અને આંધા બની ગયા. પૂતનાએ ભગવાનને ખોળામા લીધા ને રમાડતા રમાડતા

વવા માડ્યા ભગવાન ધાવવા લાગ્યા ધાવતા ધાવતા ધાવણ સાથે એનો જીવ પણ ભગવાને ચુસી લીધો, ને માગી પૂતનાને મારી નાખી તે મોટી પર્વત જેવડી થઇને મોહુ પહોળુ કરીને પડી, આ જોઇને શ્રીજશોદાજી એકદમ દોડી આવ્યા, ને ભગવાનને લઇ લીધા બધા લોક દોડી આવ્યા ને પ્રભુની આસનાવાસના કરવા લાગ્યા શ્રીનદરાયજી તે દિવસે કસને ગાયો ચારવાની જગાનુ ભાડુ આ૫ા ગયા હતા, તે ત્યાથી પાછા આવતા હતા ત્યારે તેમણે પૂતનાની વાત જાણી, એટલે દોડાતા આવ્યા. ને આવીને ઘર આગળ જોયું તો મોટા પર્વત જેવડી પૂતના પડેલી દીઠી- તેમણે તથા બીજા ગોવાળોએ એકઠા થઇને તેના શરીરના કકડા કરીને ગામ બહાર ઉચકી જઇને બાળી બાળતી વખતે તેના શરીરમાથી સુખડના ધૂપના જેવી સુગધી નીકળી

ભગુ—ગરુજી, એના શરીરમાથી સુગધી શાથી નીકળી?

ગુરુજી—ભગુભાઇ, પૂતનાને ભગવાન ધાવ્યા તેથી તેના શરીરમાથી પાપ જતું રહ્યુ, તેથી બાળતી વખત સુગધી નીકળી વળી તેને ફરી જનમ ન લેવો પડ્યો ભગવાન બચ્યા તેથી બધા ગોવાળીઆ પ્રભુની સ્તુતિ કરવા લાગ્યા, ને આનદથી રહેવા લાગ્યા.

## પાઠ ૭ મો.

## શકટાસુર અને તૃણાવર્ત.

બાબુ—ગુરુજી, એ પૂતના નાની હતી, ને મરતી વખત મોટી કેમ થઈ ગઈ તે મને કાલે સમજાયુ નહિ

ગુરુજી—ભાઇઓ, રાક્ષસો માયાવી હોય છે, તે ફાવે તેવું રૂપ લઈ શકે છે, પણ મરતી વખતે તેનુ જે હમેશનુ રૂપ હોય તે બની જાય છે પૂતના એ પર્વત જેવડી હતી, પણ કપટ કરવા તથા પ્રભુજીને મારવા આવેલી તેથી સોળ વરસની બની હતી, પણ કપટી માણુસ પોતાના કપટથીજ મરી જાય છે, તેમ તે મરી ગઇ પ્રભુ કપટીનું ભલુ કરતાજ નથી

કનુ—ગુરુજી, એ તો હુ પણ સમજ્યો નહોતો પણ મને પૂછતા શરમ આવી હવે આગળ વાત કહો

ગુરુજી—તમને ન સમજાય તે પૂછજો હું સમજાવીશ પૂતના મરી ગયાની વાત કસે જાણી, એટલે તેને મહાદુખ થયું, તેણે હવે બીજી જુગતીઓ પ્રભુને મારવા માટે કરવા માડી એક બીજા શકટાસુર નામના રાક્ષસને મોકલ્યો, તે ગાડા જેવો હતો. તે શ્રીનદ રાયજીને બારણે આવીને કોઇને ખબર ન પડે તેમ પડયો, તે ગાડાની નીચે જશોદાજીએ ભગવાનને

સુવાડયા ને પોતે ઘરમા કામ કરવા ગયાં ભગ વાને એક લાત મારી ગાડાના કકડે કકડા કરી નાખ્યા. જશોદાજીએ આ ધડાકો સાંભળી ઓચિંતા દોડી આવીને પ્રભુને લઈ લીધા કોઇ કહે છે કે, આ નાને છોકરે ઝોળીમા સુતાં સુતા લાત મારી, તેથી ગાડુ ભાગી ગયુ કોઇએ તે વાત માની ને કોઇએ ન માની પણ પ્રભુને વાગ્યુ નહિ તેથી બધા ખુશી થયા, ને પ્રભુની સ્તુતિ કરવા લાગ્યા

કંસને આ વાતની ખબર પડી એટલે તે બહુજ બીન્યો ને તૃણાવર્ત નામના રાક્ષસને પાછો ગોકુળ મોકલ્યો. જશોદાજી પ્રભુને ભોયપર રમતા મૂકી ઘરમા કામ કરતા હતાં, ત્યાંથી તૃણાવર્ત ભગવાનને ઉંચકીને વા વંટોળ કરીને નાશી ગયો, ગોકુળમા તો મોઢેમોહુ સૂઝે નહિ. પછી પ્રભુએ પોતાના શરીરનો ભાર ખૂબ વધાર્યો, એટલે તૃણાવર્તથી પ્રભુનો ભાર ન ઉંચકાયો તેથી નીચે પડયો ને ટીચાઇને પછડાયાથી મરી ગયો. જશોદાજીએ દોડી આવી ભગવાનને લઈ લીધા, ને શરીર તપાસ્યું, પ્રભુને છાતીએ દાબ્યા પ્રભુને વાગ્યુ નહોતું, તેથી ખુશી થયા.

ગુ—ગુરુજી, શ્રીનંદજશોદાજીને ઘેર ભગવાન શાથી પધાર્યા ને કેમ બીજાને ત્યાં ન પધાર્યા ?

ગુરુજી—પૂર્વ જન્મમા શ્રીનંદજશોદાજીએ ભગવાનનુ બહુ ભજન કર્યું હતુ પ્રભુ પ્રસન્ન થયા, ત્યારે બન્ને જણાએ વરદાન માગ્યુ કે, "તમારા જેવા પુત્ર અમને રમાડવાનો મળે" આથી પ્રભુ પોતે તેમને ઘેર પધાર્યા ને તેમને ઘણુ જ સુખ આપ્યુ

---

## પાઠ ૮ મો

## પ્રભુની ગમત.

ગુરુજી—શ્રીનદરાયજીને ઘેર વસુદેવજીનાં બે બાળક ઉછરતા હતા, એક તો રોહિણીજીના પુત્ર ને બીજા જશોદાજીના પુત્ર જે ભગવાન તે તેમના નામ પાડવા માટે વસુદેવ જીએ ગર્ગાચાર્ય નામે મુનિને મોકલ્યા આ ગર્ગાચાર્યને છાનામાના મોકલ્યા હતા કારણ કે કંસ જાણી જાય નહિ તે ગર્ગમુનિ શ્રીનદરાયજીને ત્યા આવ્યા, એટલે શ્રીનદરાયજીએ તેમને આસન આપી બેસાડયા ને તેમની પૂજા કરી પગે લાગ્યા પછી તેમને કહ્યુ કે તમારે ઘરડે ઘડપણ પુત્ર પ્રકટ્યા તેની ખબર સાભળી જોષ જોવા આવ્યો છુ શ્રીનદરાયજી બહુ રાજી થયા ને કહ્યુ કે, "મારાં ભાગ્ય છે કે તમે પધાર્યા" ગર્ગમુનિએ કહ્યુ કે—"રોહિણીનો પુત્ર તો બધાને રમાડે છે, માટે તેમનુ નામ

રામ કહેવાશે. તે બહુ બળવાન છે, માટે બળદેવજી કે બળરામ પણ કહેવાશે. તે શ્રી જમનાજીને ખેચી જશે, તેથી સંકર્ષણ પણ કહેવાશે આ તમારો નાનો બાલક રંગે જરા શ્યામ છે, માટે કૃષ્ણ કહેવાશે તેમનું બીજું નામ વાસુદેવ પણ પડશે એ સાક્ષાત પ્રભુ છે એ આખા જગને સુખી કરશે જે ભાગ્યશાળી આ તમારા દીકરામા પ્રેમ રાખશે તે સુખી થશે આ પુત્ર ઘણા રાક્ષસોને સજા કરશે, અને તેથી તેઓના પણ જનમ મરણના ફેરા ટળી જશે." પછી શ્રીનંદરાયજીએ દક્ષિણા આપી તે લઇ ગર્ગ-મુનિ મથુરા ગયા, અહીં શ્રીકૃષ્ણ તથા બળદેવજી ઘુંટણે ચાલવા લાગ્યા. કોઇ વાર તેઓ કાદવમા રમવા જતા ગેડુના. તેથી તેમને લાગીન શ્રીજશોદા માતા ધમકાવતા હતા. કેટલીક વાર તો વાછરડાના રૂપ આવી તેમને ગોળ ફેરવતા, રમતમા બાળકોને પણ પજવતા હતા. જેમ જેમ મોટા થયા તેમ તેમ બહુ તોફાન કરવા લાગ્યા વાછરડા ધવરાવી મૂકે, તેમને છોડીને હાંકી મૂકે, નાનાં બાળક ઉંઘતાં હોય તેમને જગાડી જાય, ઘરમા પેસી છાનામાના દૂધ પી જાય, તથા દહીં ખાઇ જાય જો સીંકે મુકે તો નીચે એક છોકરાને ઉભો રાખે ને ઉપર ચડીને ખાઇ જાય. તેમ ન બને તો લાકડીનો ગોદો મારી સીકા

પરન્તુ માટલું કાણુ કરી તળે મો ધરી પીવા માડે.

( આ સાંભળીને કનુ ખડખડ હસી પડયો. )

ગુરુજી—કનુ, તું શુ હસ્યો? તને આટલો આનદ કેમ થયો?

કનુ—ગુરુજી, ગોદો મારીને માટલું કાણુ કરીને ભગવાન દહીં દૂધ ખાઈ જાય એ સાભળી મને બહુ હસવુ આવે છે મને તે ખ્યાલ અત્યારે આવ્યો કે, ભગવાન આમ મો ધરતા હશે.

ગુરુજી—આ શું? પણ ગોપીઓ ઠપકો દેવા આવે ત્યારે પાછા ઘરમાંથી નાશી જાય. કોઇ વાર તો પકડાતા મોઢામાંનુ દહીં ગોપીઓની આંખમા ફુ કરીને, નાશી જાય. ખટાશને લીધે ગોપીને આખમા લાય બળે તે ચોળવા રહે એટલે નાશી જાય. ( આ વખતે તો બધા છોકરા હસી પડયા. ખૂબ હસ્યા, બધાના આનદનો પાર ન રહ્યો ખુશી ખુશી થઇ ગયા. )

---

## ખાઠ ૯ મો.

## પ્રભુએ માટી ખાધી.

ભગુ—ગુરુજી, તમારા જેવા ગુરુજી અમને ન મળ્યા હોત તો આવી વાતો રોજ અમને કોણ કહેત? કાલે તો અમે હસીહસીને થાકી ગયા. કનુ તો ઘેર પણ હસ

હસ કરે એને તો ભગવાનની લાકડીનો ગોદો સાભર સાભર થાય. બાબુ તો આખો દહાડો એવીજ રમતો રમ્યા કરે. રાતે ઉંઘમા પણ બાબુ તો ખડખડ હસતો હતો

ગુરુજી—ભગવાનના ચરિત્ર તો એવાજ છે જે સાભળે તે આનદ કરે હજી ખરૂ તો હવે તમને હસવું આવશે સાભળો. ભગવાન શ્રીકૃષ્ણ ગોપીઓના ઘરમાથી વસ્તુઓ લાવી વાદરાને ખવડાવી દે ઘરમા પેસી જાય, ને અધારૂ હોય તો પોતે પોતાની કળાવડે અજવાળુ કરી વસ્તુઓ શોધી કાઢે જશોદાજીને ઘેર રોજરોજ ફરિયાદો અને તકરારો આવવા લાગી જશોદાજી સોટી લઈ મારવા દોડે એટલે શ્રીકૃષ્ણ દોટ મૂકી નાશી જાય. એક દહાડો શ્રીકૃષ્ણે છાની માની માટી ખાધી, તે વાત બળદેવજીએ જશોદાજીને કહી, એટલે જશોદાજીએ ભગવાનને મારવા લીધા પ્રભુ તો રડવા મડી પડયા જશોદાજી કહે છે, અટકચાળા, તે માટી કેમ ખાધી ? શ્રીકૃષ્ણ કહે છે—મા, મે માટી નથી ખાધી, બધા જુઠું બોલે છે જશોદાજી કહે છે ઉઘાડ તારૂ મો શ્રીકૃષ્ણે મો ઉઘાડી બતાવ્યુ, તો જશોદાજીએ અદર આખી દુનીઆ દીઠી મોટા પર્વતો, નદીઓ, બધા દેવો, સ્વર્ગ મૃત્યુ ને પાતાળ બધું જોયું. જશોદાજી તો ગભરાઇ ગયા

ને વિચારમા પડી ગયા કે આ શુ ? પછી તેમને નક્કી લાગ્યું કે, આ તો ભગવાન છે દેવના પણ દેવ છે પણ પછી પ્રભુએ માયા ફેરવી એટલે તુરત વહાલ આવ્યું ને પ્રભુને પોતાનો પુત્ર માનવા લાગ્યા

કનુ—ગુરુજી, આ શ્રીનદજશોદાજીના પણ ધન્ય ભાગ્ય કહેવાય કે ભગવાન આમ તેમને આનદ આપે એમના સુખનો પાર હશે ?

ગુરુજી—કનુ, આજે પણ ભગવાન્ શ્રીકૃષ્ણ ભક્તોને ઘેર એમજ રમે છે જે ભગવાનની બહુ સેવા કરે છે તેમને ઘેર પ્રભુ સદા બાળ સ્વરૂપે આનદ કરે છે જો તું પણ બહુ ભજન કરે તો એ પ્રભુ આજે પણ તને એવોજ આનદ આપે આજથી ચારસે વરસ ઉપર શ્રીસૂરદાસજી કરીને એક મોટા ભક્ત થઇ ગયા, તેમની જોડે ભગવાન રમતા હતા. એવા બીજા ઘણાઘણા ભક્ત થઇ ગયા છે કે જેમને પ્રભુએ દર્શન દીધા હતા



## પાઠ ૧૦ મો.

## પ્રભુદર્શન.

કનુ—ગુરુજી, આજે તમે નિશાળે આવતા હતા, ત્યારે હાથમા શુ હતુ ? મને કઇ તકતા જેવુ લાગતુ હતુ ?

ગુરુજી—હું તમને તે બતાવું છું, તમે બહુ ખુશી થઇ જશો, તે જોઇને તમારે કાંઇ પૂછવું હોય તે પૂછજો

બાબુ—ઓ ગુરુજી બતાવોને ઝટ, શું લાવ્યા છો? બધા વિદ્યાર્થી જોવા અધીરા અધીરા થઈ ગયા

ગુરુજી—જુઓ, આ શ્રીકૃષ્ણ ભગવાન છે. આજ સ્વરૂપ કે ચિત્ર એમના દેખાવનું છે તમે દર્શન કરી લ્યો. જુઓ તે કેવા રૂપાળા છે? બાબુ કહે છે, આવુ સ્વરૂપ તો મે કોઇક જગાએ દીઠુ હતુ, પણ તે ઓળખાયુ નહોતું. બધા બાળકો દર્શન કરવા મંડી પડ્યા, ને બારિકાઇથી શ્રીઅંગ નીરખવા લાગ્યા વળી કેટલાકની આંખમા તો હરખના આંસુ આવી ગયા

કનુ—ગુરુજી, આ પ્રભુના કપાળમા શું દેખાય છે? આપ જેવું કરો છો, તેવું એમણે પણ કર્યુ છે

ગુરુજી—કનુ, એ તિલક છે- મારે કપાળે પણ તિલક છે. તે પ્રભુના ચરણુની નિશાની છે ભક્તો પ્રેમથી પ્રભુનું ચરણ પોતાના કપાળમા ધારણ કરે છે જે ભક્તના કપાળમાં પ્રભુના ચરણ બિરાજે છે, તેનુ સદા ભલું થાય છે. ઈશ્વર તેની સદા સભાળ રાખે છે, વળી જો વિદ્યાર્થી તિલક કરે, તો તેને વિદ્યા આવડે, ને તેનુ કલ્યાણ થાય છે. જુઓ, પેલો નદદાસ તિલક કરીને

આવે છે, તેનુ કપાળ કેવુ સુદર દેખાય છે? વળી તે કેવો પવિત્ર જણાય છે? બધા એના વખાણ કરે છે, નિશાળમા એને આવડે છે પણ સારૂ બધા શિક્ષકો એના પર વહાલ રાખે છે તિલક વગરનુ કપાળ તે નકામું છે. જો તિલકવાળો માણસ સામો મળે તો મોટા શુકન થાય છે

કનુ—ગુરુજી, તિલકના આટલા બધા લાભ છે? આપ અમને તિલક કરવાનુ કેમ કહેતા નથી?

ગુરુજી—ભાઇ, જેને સમજાય તે કરે જેને ધર્મ વહાલો હોય તે તિલક કરે. હું હમેશા કરૂ છુ પણ તમે કોઇ દિવસ પૂછો છો પણ ખરા કે તિલક શા માટે કરવું?

ભગુ—ગુરુજી, હવે હુ તો તિલક કર્યા વગર નહીંજ આવુ મને તિલકવાળુ કપાળ બહુ ગમે છે, પણ પહેલા શરમ આવતી હતી

કનુ—ગુરુજી, કાલે જો મારા બાપા મને તિલક કરે તોજ નિશાળે આવું

ગુરુજી—કનુ, એવી આડાઇ ન કરીએ. આપણે પોતાની મેળે શીખી લઇએ (આથી ઘણા છોકરાઓએ હવે તિલક કરીને આવાનો નિશ્ચય કર્યો)

---

## પાઠ ૧૧ મો.

## તિલકનો આનંદ.

કનુ ઘેર ગયો, સાંજે વાળુ કરી સુઈ ગયો, પણ રાત્રે ઉંઘજ ન આવી ક્યારે સવાર થાય ને નાહીને તિલક કરી નિશાળે જાઉં ને ગુરુજીને બતાવુ ? એ વિચારથી કનુને ઉંઘ ન આવી તે એની માએ જાણ્યું.

મા—કનુ, આજે તુ પથારીમા કેમ આળોટ આળોટ કરે છે ?

કનુ—મા, અમારા ગુરુજી એવા તો ભલા છે કે, રોજ સારી સારી મજાની ભગવાનની વાતો કહે છે, કાલે અમને તિલક કરવા વિષે વાત કરી. મને હવે તિલક કરવાનુ મન થઈ ગયું છે મને એમ થાય છે કે, જાણે ક્યારે સવાર થાય ને નાહીને તિલક કરૂ ?

મા—બેટા કનુ, અત્યારે ઉંઘી જા સવારમાં તને નવરાવીને તિલક કરાવીશ

સવાર થયું, કનુ નાહ્યો, એટલે એની માને કહ્યુ, મા, તિલક કરો માને કામ હતું તેથી જરા વાર થઈ એવામા કનુના પિતા આવ્યા. તેમણે તેને તિલક કર્યું. તિલક કરવાની રીત કનુએ જોઇ લીધી. પછી તે નિશાળે આવ્યો. ભગુએ તથા બાબુએ પણ તિલક કર્યાં હતા, પણ તે કનુના જેવા દીપતાં નહોતા, જરા વાંકાચુકાં

થયાં હતા પણ વર્ગના ઘણા બગ વિદ્યાર્થીઓને આજ તિલક કરીને આવેલા જોઈ, ગુરુજી ઘણા ખુશી થયા, ને બધાને આશીર્વાદ દીધા ધીમે ધીમે બધા વિદ્યાર્થી તિલક કરનારા થયા

ગુરુજી—ભાઇઓ, હવે એક મારી વાત સાભળો પથારીમાંથી પગ કાઢતા પહેલા તમે પ્રભુનુ નામ કહી બોલો છો ?

બાબુ—નાજી, હુ તો ઉઠીને તરતજ પરવારવાજ મ ડી પડુ છુ.

ગુરુજી—હવે તમે પથારીમાથી પગ કાઢતા પહેલા પ્રભુનુ થોડીવાર પણ ભજન કરજો, ને પછી ભોયે પગ મુકજો એથી તમારો દિવસ આનદમાં જશે હુ તમારા જેવડો હતો, ત્યારે થોડી વાર પૂર્વ દિશા ભણી મોઢું રાખી, રામકૃષ્ણ ગોવિંદ, રામકૃષ્ણ ગોવિંદ એમ બોલતો તમે થોડી વાર એમ બોલી પથાગીમાંથી નીકળજો

કનુ—ગુરુજી ! તમે નાના હતા ત્યારે રામકૃષ્ણ ગોવિંદ બોલતા ત્યારે આજ શુ બોલો છો ?

ગુરુજી—હુ બે શ્લોક બોલુ તેનો ભાવાર્થ નીચે મુજબ છે તમારી ઇચ્છા હોય તો તમે એ પણ બોલજો. શ્રી કૃષ્ણ પ્રભુનાં તે જુદા નામ છે એ નામો જો ઉઠતાંજ બોલશો, તો આખા દિવસમા તમારે લહેરજ થશે આજે વખત થઈ ગયો છે માટે કાલે કહીશ.

---

## પાઠ ૧૨ મો.

## પ્રભુના વિવિધ નામ

કનુ ઘેર ગયો, આખો દહાડો હાથમા દપણુ લઇ તિલક જો જો કરે, અને ખુશ થાય દાદી મા, જુઓ માગ કપાળમાં તિલક કેવું રૂપાળું શોભે છે ? દાદીમાએ કહ્યુ, બેટા, બહુ જીવજો, ને સદા તિલક કરી ભગવાનનુ ભજન કરજો આશીર્વાદથી કનુ બહુજ આનદમા આવી ગયો. રાત્રે વાળુ કરી પછી સુઇ ગયો રાત્રે સુતી વખતે પણ તેણે થોડીવાર પ્રભુનું નામ લીધું બીજે દિવસે સવાર થયુ, એટલે નાહી પરવારી જાતે તિલક કરી નિશાળે આવ્યો

કનુ—ગુરુજી, મે તો કાલે સાંજે સતી વખતે પણ પ્રભુનુ નામ લીધું હતું તમારા કહેવા પ્રમાણે પ્રભુનું નામ લેતાંલેતાજ ઉઘી ગયો રાત કયા ગઇ તેની ખબર પણ પણ ન પડી

ગુરુજી—કનુ, સુતા ને ઉઠતા બેઉ વખત હમેશા પ્રભુની પ્રાર્થના કરવી જોઇએ, તમે ઠીક નજર પહોચાડી ભાઇઓ, આ કનુ બહુ પવિત્ર છોકરો છે, તે પોતે આગળ આગળ નજર પહોચાડી ધર્મ કામ કરે છે

ભગુ—ગુરુજી, મે સાંજે તો પ્રભુને યાદ નહોતા કર્યા, પણ સવારમાં ભજન કરીનેજ પથારીમાંથી બહાર પગ મુકયો

વળી મારા બાપાએ કહ્યુ કે, નાહીને પણ ભજન કરવું જોઇએ, તેથી મે તિલક કરીને પ્રભુની પાચ માળા ફેરવી હતી

ગુરુજી—શાબાશ ભગુ, તમે પણ ઠીક કર્યું (બધા છોકરાઓ આજે પ્રભુનુ નામ થોડી વાર દઇનેજ આવ્યા હતા )

બાબુ—પણ ગુરુજી, તમે કાલે કહ્યુ હતું તે કહોને, ઉઠતી વખતે તમે શુ બોલો છો

ગુરુજી—સાંભળો (આ સંસ્કૃત શ્લોક પહેલા ભાગમા છપાઇ ગયા છે) શ્રીમહાપ્રભુજી, શ્રીગુસાંઈજી, શ્રીગિરિધરજી, શ્રીગોવિંદરાયજી, શ્રીબાલકૃષ્ણજી, શ્રીગોકુલનાથજી, શ્રી-રઘુનાથજી, શ્રીયદુનાથજી, શ્રીઘનશ્યામજી, શ્રીયમુનાજી, શ્રીગુરુદેવ, શ્રીગિરિરાજજી, શ્રીદાઉદયાલ. વળી–શ્રીનાથજી, શ્રી નવનીતપ્રિયાજી, શ્રીમથુરેશજી, શ્રીવિઠ્ઠલનાથજી, શ્રીદ્વારકાધીશજી, શ્રીગોકુલનાથજી, શ્રીગોકુલચંદ્રમાજી, શ્રીકલ્યાણરાયજી, શ્રીમદનમોહનજી, શ્રીનટવરલાલજી, શ્રીબાળકૃષ્ણજી આ પ્રમાણે પ્રભુના લીલા પ્રમાણેના જુદા જુદા નામ બોલી પછી ઉઠવું, અને સુતા પણ આ નામ બોલવા જે સુતી વખતે પણ પ્રભુના નામ દઇ ઉંઘી જાય છે, તેને નિરાંતે શાતિથી ઉંઘ આવે છે સ્વપ્ના આવતાં નથી, ને રાત્રે પ્રભુ તેનુ રક્ષણ કરે છે

બાબુ—ગુરુજી, આ તો મને કશુ યાદ ન રહ્યું, લખાવો તો ઠીક ગુરુજીએ ઉપર પ્રમાણે લખાવ્યું ને એક નાની ચોપડીમા ઉતારી પથારીમા જોડે લઇને સુઈ જવાની આજ્ઞા આપી, જેથી સવારમાં ઉઠતાં મોઢે થતા સુધી તેમાં વાચીને બોલી શકાય

---

## પાઠ ૧૩ મો.

## પ્રભુની રમતો.

ગોકુળદાસ—ગુરુજી, આજે તો હુ પથારીમાંથી ઉઠતાંજ પ્રભુનુ નામ લેવાનું ભૂલી ગયો, પથારીમાંથી બહાર નીકળ્યા પછી સાંભર્યું, એટલે પાછા બેસી જઇને ભજન કર્યું

ગુરુજી—તમને ઉઠતાંજ સાંભરે માટે પથારી સામે ઉઠતાં નજર પડે એવું એક પ્રભુનું સ્વરૂપ એટલે ચિત્ર ભીંતે ચોઢવું, એટલે સાંભરશે

કનુ—ગુરુજી, હુ આજેજ બધું મોઢે સવારમાં બોલ્યો. કાલે આખો દિવસ મે આપે લખાવેલાં નામ અનુક્રમે વાંચ્યાજ કર્યાં, એટલે મોઢે થઇ ગયા

ગુરુજી—પણ કનુ, પ્રભુના ચિત્ર વગરનુ ઘર મને તો ન ગમે ઘેર ભગવાનની સેવા હોય તો પણ સુવાની જગાએ તો

ખાસ એક ચિત્ર રાખવુ જ જોઇએ, કારણ કે ઉઠતાંજ પ્રભુનું મુખકમળ નિરખાય, દર્શન થાય. કેટલાક કહે છે કે, સવારમાં ઉઠતા કોઇ પવિત્ર માણસનુ મો જોઇએ, તો આનદમા દિવસ જાય, તો સવારમા ઉઠતા પ્રભુનુંજ મુખકમળ જોઇએ, તો કેવા પવિત્ર દિવસ જાય ? પ્રભુ સૌના કરતા પવિત્ર છે ( બધા છોકરાઓએ એક ભગવાનની છબી પોતાની સુવાની જગાએ પધરાવવાનો નિશ્ચય કર્યો. )

ગુરુજી—હવે ભગવાન શ્રીકૃષ્ણુની વાતો કહું કે ? તમારે સાભળવી છે ?

કનુ—ગુરુજી, હવે અમને પ્રભુની વાતો આગળ કહો હુ તો આપે કહેલી વાતો ઘેર કહુ છુ આજે મે એક નવી વાત સાંભળી છે, આપ કહો તો કહુ

ગુરુજી—કનુ, કહે

કનુ—મારા દાદીમા કહે છે કે, એક વાર ભગવાન છાનામાના માખણ ખાઈ ગયા, તેથી જશોદા માતાએ તેમને પેટે દોરડું બાંધ્યું આટલુ કહેતા કહેતામા તો કનુથી હસી પડાયું, ને બધા છોકરાઓએ હસાહસ કરી મુકી.

બાબુ—ઓ ગુરુજી, એ વાત તો હમણાંજ કહો, અમને બહુ મજા પડશે.

ગુરુજી—ભાઇ બાબુ, આજે તો હવે બીજુ ભણવાનો વખત થયો છે એ વાત કાલે કહીશ

ભગુ—ગુરુજી, મને તો ઉંઘ પણુ નહિ આવે. આજે કહો તો બહુ સારૂં. આખો દહાડો પણુ મને સાંભર સાંભર થશે, ને હસાહસ થશે. કનુ, તે આજે શું કરવા એ વાત કહી ?

---

## પાઠ ૧૪ મો.

## પ્રભુની રમતો

ભગુ—ગુરુજી, કનુભાઇએ કહી હતી તે કાલવાળી વાત કહોને

ગુરુજી—સાંભળો, હસશો નહિ, શાંતિથી સાભળો

કનુ—પણુ ગુરુજી, હસી પડાય છે તે શુ કરીએ ! વાતમા એવી મજા પડે છે, પછી હસાય એમા અમારો શો દોષ ?

ગુરુજી—એક દહાડો જશોદાજી દહીં વલોવતાં હતાં. એવામાં શ્રીકૃષ્ણુને ભૂખ લાગી, એટલે જશોદા માતાએ એમને ધવરાવવા માંડયા. તે વખતે ચૂલે દૂધ ઉનું મુકયુ હતું, તે ઉભરાઇ જવા લાગ્યું, એટલે જશોદાજી વહેલાં વહેલાં શ્રીકૃષ્ણુને અધુરા ધાવતા છોડી ચૂલા પાસે ગયાં. ભગવાન પુરા ધરાયા નહિ, તેથી રીસ ચઢી, ને વલોવવાની ગોળી ફોડી નાખી. બધા ઘરમાં છાશ છાશ થઇ ગઈ. પ્રભુ તો માખણુ ખાવા મ ડી પડયા જશોદા માતા તળે રેલો ગયો, એટલે ઉઠયા ને પાછળ જોયુ, તો ગોળી

ફોડી નાખી છે માતાજીને ખૂબ રીસ ચઢી. તેમણે શ્રીકૃષ્ણને શોધવા માડયા તો ખુણામાં નિરાંતે પોતે માખણ ખાયા કરે છે, ને ખાંડણીયા ઉપર બેઠા છે જશોદાજીએ સોટી લીધી. ભગવાને જાણ્યુ કે, માતાજી ખીજ્યા છે, માટે નક્કી મારશે છાનામાના ઉઠીને નાઠા જશોદાજી તો સોટી લઇને પાછળ પડયા. આગળ ભગવાન ને પાછળ જશોદાજી એમ દોડાદોડ થઈ રહી ભગવાન થડમાં આવી જાય ને પાછા દોડી જાય. છેવટે માતાજી થાકી ગયા, એટલે ભગવાન જાણી જોઈને નીચે પડી ગયા, એટલે જશોદાજીએ હાંફતા હાફતા જઈને પકડી લીધા, ને ઘેર આણ્યા પછી પાણી ભરવાનુ દોરડુ લઈને બાંધવા માડયા, પણ દોરડુ ટુંકુ પડયું. જશોદાજીએ પ્રભુને પેટે બાંધીને બીજું સધાડયુ, તોય ટુકું પડયુ, એમ બધા ઘરના દોરડા ખુટી ગયાં, છેવટે પ્રભુ બંધાયા. પાછા નાશી ન જાય તે માટે તે દોરડુ ખાંડણીએ બાંધ્યુ. (પ્રભુને ખાંડણીએ બાંધ્યા સાભળી બધા છોકરા ખડ ખડ હસી પડયા.) ભગવાન તો દયા આવે એમ રડે. ઓ માતાજી, "મને ના બાંધશો, ના બાંધશો" એમ કહે ને આખમાંથી આસુ પાડે. આ તમાશો જોઇને ગામની સ્ત્રીઓ દોડી આવી. ભગવાનને રડતા જોઇને બધાંને દયા આવી, પણ જશોદાજીને કોઈથી કઈ કહેવાયું નહિ

પછી માતાજી ઘર કામમા વળગ્યા, એટલે ભગવાન ઘસડાતા ઘસડાતા ખાડણીયા સાથે બહાર આવ્યા, ચોકમ બહાર નીકળ્યા, ત્યાં આગળ બે મોટા ઝાડ હતાં, તે ખાડણીઆને અટાળે આવવાથી તૂટી પડયા તેમાંથી બે મોટા દેવ નીકળ્યા, તે હાથ જોડીને ભગવાનની સ્તુતિ કરવા લાગ્યા, ભગવાને તેમને આશીર્વાદ આપી વિદાય કર્યા. જશોદાજી તો આ ધડાકો સાંભળીને બહાર આવ્યા તો પ્રભુ બે ઝાડ વચ્ચે ખાડણીઆ સાથે ઉભા છે, વહેલા વહેલા લઇ લીધા, ને છાતી સાથે દાબી શરીર તપાસ્યુ. દોરડુ છોડી નાખ્યુ. બધા નવાઈ પામ્યા કે આ શુ ? આ બે આવા મોટાં જુના જમરા ઝાડ શાથી ભાગી પડયાં ? કોઈને કશી ચોક્કસ ખબર પડી નહિ બધાંએ પ્રભુને આશીર્વાદ આપ્યા અને જશોદાજીને પ્રભુને બાંધવા માટે ઠપકો આપ્યો.

ભાનુ—ગુરુજી, એ ઝાડમાથી બે દેવ નીકળ્યા, એ તો મને કાંઇ સમજાયું નહિ. લોકો બાળવા માટે ઘણાં ઝાડ કાપે છે, પણ તેમાંથી કાંઇ નીકળતું નથી

(ગુરુજી આ સાંભળી ખડખડ હસી પડયા)

ગુરુજી—એ વાત કાલે કહીશ.



# પાઠ ૧૫ મો.

## યમલાર્જુનભંગ.

કનુ—ગુરુજી, પેલાં બે ઝાડ ભાગી ગયા, તેમાથી બે દેવો નીકળ્યા એ વાત કહો. અમને આવી વાતો સાભળતા બહુજ મજા પડે છે

ગુરુજી—હિમાલય પર્વતમા અલકાપુરી કરીને એક નગરી હતી તેમા કુબેર કરીને એક દેવ.રાજા હતો તેની પાસે બહુજ ધન હતું. તેને બે છોકરા હતા તેગણે અહંકારથી દારૂ પીધો. દારૂ પીને ગંગાજીને કાંઠે બહુ છાકટા થઇને તેઓ રમતા હતા. દારુ પીવો એ મહાપાપ છે, એનાથી દેહનુ ભાન જતું રહે છે, તેમ આમનુ પણ ભાન જતુ રહ્યું, લુગડાંનુ પણ ઠેકાણુ ન રહ્યું. આ વખતે નારદજી ત્યાં થઇને જતા હતા, તેમણે આ બેઉને જોયા આ પ્રમાણે તેમને અહંકારમાં વિવેક વગર રખડતા જોઈ પવિત્ર ભક્તરાજ નારદ ઋષિને રીસ ચડી, ને તેમણે શાપ આપ્યો, કે હે છાકટા ને આંધળા થએલા કુબેરના પુત્રો ! તમે આમ વિવેક વગરના થઇને ગંગાજી જેવી પવિત્ર નદીને કાંઠે આથડો છો માટે જડ જેવા છો, જડની પેઠે તમને વિવેક નથી, માટે તમે ઝાડ થઈ જશો. આ શાપથી તે ઝાડ બની ગયા હતા નારદ મુનિનો શાપ સાંભળી

બેઉ જણ કરગરી પડયા ને બોલ્યા, હે ભક્તરાજ નારદજી; અમે અજ્ઞાની છીએ, અમે મૂર્ખ છીએ, અમને દયા કરીને બચાવો. આપનો શાપ અમે માથે ચઢાવીએ છીએ નારદજીએ કહ્યું કે, હે દેવો, હાલ ઝાડ બની જશો, પણ જ્યારે ભગવાન જશોદાજીને ત્યા પ્રકટ થશે, ત્યારે ભગવાનને જશોદા માતા ખાડણીએ બાંધશે, ત્યાર પછી તે ઘસડાતા ઘસડાતા તમારી પાસે આવશે, ત્યારે તેમના ચરણનો સ્પર્શ થવાથી તમે દેવ બની જશો, તે વખતે તમને પ્રભુનાં દર્શન થશે, ને પ્રભુ પણ ખુશી થઈ તમને આશીર્વાદ આપશે, ને તમારૂ કલ્યાણ થશે. આ બે ઝાડ પડી ગયાં, તે કુબેરના આ બે દીકરા હતા.

બાબુ—ત્યારે આ વાત તો નારદજી પહેલેથી જાણતા હતા એ તો બહુ નવાઇ કહેવાય

ગુરુજી—નારદજી , તો ત્રિકાળજ્ઞાની છે, પ્રભુનું જ્ઞાન તેમને બરાબર છે પ્રભુની મરજી પ્રમાણેજ તે બધે ફરે છે, તમે જો બહુ ભજન કરો, તો તમને પણ પ્રભુનાં ચરિત્ર સમજાય,

---

## પાઠ ૧૬ મો.

### શ્રીપ્રભુનું વાછરડાં ચારવા જવું.

કેનુ—ગુરુજી, ભગવાન તો ભક્તાનું વચન પાળે છે. તે પ્રભુ બહુજ દયાળુ છે, ભક્તોને આન દ આપવા કેવું કેવું રમે છે?

ગુરૂજી—ભગવાન શ્રીકૃષ્ણ વ્રજમાં રમતા, ત્યારે દેવો પણ વિમાનમાં બેસી જોઈ રહેતા, અને પ્રભુનું રમવું જોઈ રાજી થઈ ફૂલો વડે વધાવતા. કોઇ ગોપી માખણ આપવાનું કહી પ્રભુને નચાવે, કોઈ કુદાવે, કોઈ દોટ મુકાવે એમ આનંદ કરે. ભગવાન પણ રાજી થઇ ભક્તોની ઇચ્છા પ્રમાણે રમે છે. ને આનંદ આપે છે. કોઇવાર ગોપીઓ ભગવાનને ઘરમા તેડી જઇ રમાડતી હતી, ને મેવામિઠાઇઓ ખવડાવતી હતી. કોઇ વાર કોઇ ફળ ફૂલ વેચવા આવતુ, ત્યારે પ્રભુ ઘરમાથી ખોબો ભરી દાણા લઈ લેવા જતા, ફળ વેચનારી દાણા લઇ પ્રભુને ખોબો ભરીને ફળ આપતી, તે વખતે પ્રભુએ આપેલુ અનાજ કે દાણા રત્ન થઇ જતા, કોઈ વાર સાચા મોતીના દાણા બની જાય, ભગવાન શ્રીકૃષ્ણના હાથમા એવો ચમત્કાર હતો.

હવે ગોકુળમા બહુ આફતો આવી, તેથી તે જગા છોડી વૃંદાવન રહેવા જવા બધાએ વિચાર કર્યો, ગાડામાં વાસણ ભરી આખું ગોકુળ વૃંદાવનમા ગયું, વૃંદાવન ગોવર્ધન તથા શ્રીયમુનાજીના કાંઠાઓ જોઇ ભગવાન શ્રીકૃષ્ણ ને બળદેવજી રાજી થયા; પછી બેઉ ભાઈ વાછરડાં લઇ ભાગોળે ચારવા જતા, કોઈવાર વેણુ વગાડતા, કોઈવાર બીલાં તથા આમળાં ઉછાળતા, કોઈ

વાર બળદ જેવા બનીને રમતા, કોઈવાર મોર બોલે ત્યારે તેમના જોડે મોરની પેઠે બોલે. એક વાર શ્રીકૃષ્ણ ને બળદેવજી વાછરડા ચારતા હતા, ત્યાં તેમને મારવા માટે એક દૈત્ય આવ્યો, તે દૈત્ય વાછરડાનું રૂપ લઈને આવ્યો હતો. ભગવાને સાન કરી બળદેવજીને તે રાક્ષસ બતાવ્યો. પછી ભગવાન ધીમે ધીમે છાનામાના તેની પાસે આવ્યા, ને તેના પાછલા પગ ઝાલી ઝાડમાં પછાડી મારી નાખ્યો, આ વખતે જોડેના ગોવાળીઆ ખુશી થયા, ને દેવોએ ફૂલથી પ્રભુને વધાવ્યા. ત્યાર પછી એક દિવસ બધાં બાળકો સાથે ભગવાન ગાયો ચારતા હતા, તે વખતે એક બગલાના જેવા આકારનો રાક્ષસ આવ્યો, તે પહોળી ચાચ કરી પ્રભુને ગળી ગયો, આથી બળદેવજી તથા ગોવાળીઆ ગભરાઈ ગયા. ભગવાને અંદર અગ્નિનું રૂપ લીધું, તેથી રાક્ષસ બળવા માંડયો. એટલે પ્રભુને બહાર કાઢી નાખી ચાચાટવા મંડયો, એટલે ભગવાને તેની બે ચાચ બે હાથમાં ઝાલી ફાડી નાંખ્યો. વૃંદાવનમાં બધાએ આ વાત જાણી ત્યારે બધા રાજી થયા, ને પ્રભુના બળના વખાણ કરવા લાગ્યા. ભગવાનની જ વાતો કરવાથી વૃંદાવનના લોકોને બહુ આનંદ થતો, ભગવાનનો આશરો હોવાથી તેમને કશું દુઃખ આવતું નહિ, પ્રભુજી બધા દુઃખ મટાડતા.

---

## પાઠ ૧૭ મો.

### ગોવાળીઆ જોડે આનંદ.

ભગુ—ભગવાન તો નાના છોકરા જેવડા હતા, પણ બહુ જબરા હતા, મોટા મોટા દૈત્યોને મારી નાખતા. મને તો બહુજ નવાઇ લાગે છે.

ગુરુજી—ભગવાનનુ બળ અપાર છે, એ બળવડે પ્રભુ ભક્તોનુ રક્ષણ કરે છે, એ ભગવાન રોજ ગાયો ચરાવવા જતા, જંગલમા તેઓ બહુજ રમતો રમતા, એક બીજા જોડે જુદી જુદી રમતો રમતા હતા, કોઈ વેણુ વગાડતા, કોઈ ઝાડના પાદડા વડે રમતા હતા, સાથે ગાયનો ગાતા હતા, કોઇવાર ભમરાઓ ગણગણે ત્યારે તેની જોડે ગણગણતા હતા, કોયલ ટહુકા કરે ત્યારે તેની જોડે ટહુકા કરતા હતા આકાશમા કોઈ પક્ષીઓ ઉડતા હોય તો તેમનો છાંયો ભોંયપર દોડે, તો તે છાંયા સાથે દોડાદોડ કરી મુકતા હતા, મોર નાચે ત્યારે તેની જોડે નાચતા, વાંદરાના પૂછડા ઝાલી તેમને કુદાવતા, વાદરાના ચાળા પાડતા, ને દાતીઆ કરતા, સામે વાંદરા દાંતીઆ કરે ત્યારે ખૂબ હસતા.

( આ વાત સાભળી બધા છોકરા ખડખડ હસી પડયા. )

કનુ—ગુરુજી, વાંદરાંને પ્રભુ દાંતીઆ કરે ને વાંદરા પ્રભુના

ચાળા પાડે, આ તો બહુ ગમત કહેવાય. પ્રભુજીએ ખરા છે તો આવુ કરતા હશે ત્યારે તેમના ભાઈબંધ ગોવાળીઆઓને કેવી મજા પડતી હશે? હું જો તે વખતે હોઉં તો રાજી થઈ કુદાકુદ કરી મુકુ.

ગુરુજી—હજારો વરસ તપ કરવાથી જે પ્રભુ મળતા નથી, તે પ્રભુ ગોવાળીઆ જોડે રમે છે, તે તેમના મોટાં ભાગ્ય કહેવાય. એક દિવસ પ્રભુ ત્યાં જંગલમાં ગાયો ચારતા હતા, ને રમતા હતા, તેવામાં ત્યાં અઘાસુર કરીને એક દૈત્ય આવ્યો, આ અઘાસુર પૂતના ને બકાસુરનો નાનો ભાઇ થાય. તેણે પોતાની બેન પૂતના ને બકાસુરનું વેર લેવાનો વિચાર કર્યો, તે મોટો અજગર થઇને રસ્તામાં પહોળું મોં કરીને સૂતો. એ અજગર ચાર ગાઉ લાંબો હતો, તથા મોટા પર્વત જેવો જાડો હતો, મોટી ગુફા જેવું પહોળું તેનું મોઢું હતું, ઉપલો હોઠ આકાશમાં ને નીચલો હોઠ જમીનપર હતો, અંદર મોંઢામાં જીભ સડક જેવી હતી, તેની અંદર ભૂલથી બાળકો રમતાં રમતા પેસી ગયાં. ભગવાન શ્રીકૃષ્ણ ને બળદેવ બહાર હતા, પછી બાળકોને ઉગારવા તથા અઘાસુરને મારવા પ્રભુ તેના મોઢામાં પેઠા, ને તેના ગળામા જઇ શરીર મોટુ જાડું વધાર્યું, એટલે અઘાસુર અકળાઇને મરી ગયો, ગોવાળીઆ તથા વાછરડાં

ઝેરથી મરી ગયા હતા, તેમને પ્રભુએ અમી દૃષ્ટિથી જીવતા કરી દીધા, તે રાક્ષસ પ્રભુને હાથે મરી ગયો, તેથી તેનો મોક્ષ થયો. પ્રભુ એવા દયાળુ અને પવિત્ર છે કે તેમને હાથે જે મરે તેનો મોક્ષ થાય છે, પછી ભલે તે રાક્ષસ હોય કે પાપી હોય, પણ પવિત્ર બની પ્રભુમા મળી જાય છે, આવા ભગવાનની જે ભક્તિ કરે તેના જેવો ભાગ્યશાળી કોણ ?

---

## પાઠ ૧૮ મો.

### ગાયો પાળવાનું કારણ.

કેનુ—ગુરુજી, એ નંદરાયજીને ત્યા તથા વૃંદાવનમા એટલી બધી ગાયો ક્યાથી ? આજ તો એટલી બધી ગાયો લોકો નથી રાખતા.

ગુરુજી—કનુ, તે વખતે તો ગાયો એજ લોકોનુ ધન હતું, ગાય એ બહુ પવિત્ર છે, એનાં દર્શન જો સવારમાં થાય તો આખો દિવસ આનંદમાં જાય, જો કંઇ જતા હોઇએ ને ગાય સામી મળે તો મોટા શુકન થાય ગાયનું દૂધ પીવાય છે. દૂધનું દહી થાય, તે દહીને વલોવે એટલે માખણ નીકળે, પ્રભુને માખણ બહુજ ભાવે છે, પ્રભુ હમેશાં માખણ અને મિસરી (સાકર) બહુજ આરોગે

છે. વળી ગાયની છાશ તો જાણે અમૃત. જો સવારમા થોડી છાશ પીવાય તો તો શરીર બહુજ સારૂં રહે છે. છાશ ખોરાક પચાવે છે એક મોટા ધન્વંતરિ જેવા વૈદે છાશને અમૃત કહી છે. ભેંસના દૂધ કરતાં ગાયનું દૂધ બહુ પવિત્ર તથા બુદ્ધિ વધારનારૂ છે. ભેસનુ દૂધ બુદ્ધિ જાડી ને જડ બનાવે છે. વળી ગાય બહુજ ગરીબ અને સુવાળુ પ્રાણી છે. હુ જ્યારે નાનો હતો, ત્યારે મારી માએ મને કહ્યુ હતુ કે, ગાય મળે તો હંમેશાં પગે લાગવુ. ગાય વડે જ આ દુનિઆ જીવે છે. બળદ પણ ગાયમાથીજ જન્મે છે જો ગાય ન હોય તો અનાજ પાકે નહિ ને ભૂખે મરી જવાય આથી આપણા હિંદુશાસ્ત્રોમાં ગાયને બહુજ પવિત્ર કહી છે નાની છોડીઓ તો ગાયનુ વ્રત કરે છે, તે નાહી ધોઇ ગાયની પૂજા કરે, ત્યારેજ બીજુ કોઈ કામ કરે છે. આટલી બધી ગાય ઉપયોગી છે. તેથી વ્રજમા બધા લોકો ગાયો રાખતા. ગાયનુ દાન કરવાથી બહુ પુણ્ય થાય છે. ગોદાનનો મહિમા મોટો છે. જાત્રા જનાર તો ગાયનુ દાન કરે, તોજ જાત્રા ફળે એમ માને છે. શ્રીકૃષ્ણના જન્મ વખતે નંદરાયજીએ બહુ ગાયોનુ દાન કર્યું હતું. પ્રભુને ગાયો બહુ વહાલી છે. ગાયને જરા પણ દુઃખ દેવું કે પજવવું એ મોટું પાપ ગણાય છે પ્રભુ ગાયો

ચારતા તેથી તેમનુ નામ ગોપાળ પડયું છે વ્રજ-ભૂમિના જેવી ગાય બીજે ક્યાંએ હોતી નથી. આવું પવિત્ર, ઉપયોગી, સુદર ને સ્વભાવે ગરીબ પ્રાણી ગાય જે ભાગ્યશાળી હોય તે ગણે છે ગાય રાખવી, એ વૈષ્ણવ કે ભક્તોના તો મોટો ધર્મ છે. જેને બારણે કે વાડામા ગાય હોય તેનું બારણ બહુ રૂપાળુ દેખાય છે ગાય એ દૈવી પ્રાણી છે. દૈવી પવિત્ર માણસો ગાયો રાખે છે દેવ મંદિરમા તો ગાય હોવીજ જોઇએ

ભગુ—ગાય આટલી બધી ઉપયોગી છે મારા બાપાને હું ગાય રાખવા વિનવીશ. કનુ, તુ પણ કહેજે તારા બાપાજીને કે ગાય રાખવી એ બહુ પવિત્ર કામ છે.

---

## પાઠ ૧૯ મો.

### બાળકના સદ્ગુણ.

કનુ—ગુરુજી મે તો ઘેર જઈ મારા બાપુજીને ને દાદીમાને વિનતિ કરી કે આપણે ઘેર ગાય આણી હોય તો કેવી મજા પડે? આપે કહેલી વાત મે તેમને કહી. તેમણે કહ્યું, કનુ, તારૂં મન છે તો જરૂર હુ ગાય લાવીશ. પછી તું ગાયનુ દૂધ પીને નિશાળે જજે, અને માખણ પણ ખાજે.

ગુરુજી—કનુ, તારા જેવો પવિત્ર પુત્ર ભાગ્યશાળીને ઘેરજ હોય છે, તારી વિનતિ તારી પવિત્રતા ને સદ્‌ગુણને લીધે તારાં માબાપ સાંભળે એમા નવાઇ શી? તારા પર મને બહુ વહાલ આવે છે ભાઈઓ, તમે આ કનુભાઈ જેવા પવિત્ર થશો, તો જરૂર તમારા માબાપ પણ તમે કહેશો તેમ વર્તશે, ને તમને આશીર્વાદ આપશે, તો મોટપણે તમે સુખી થશો, નવ વરસના કનુભાઈ કેવા પવિત્ર વર્તન છે?

કનુ—ગુરુજી, તમે ભણાવો છો, ત્યારથી મને બહુ આનંદ થાય છે. અમારામા જે પવિત્રતા ને સદ્‌ગુણ છે તે તમારા છે, તમારા જેવા ગુરુ ભાગ્યશાળીને મળે છે.

ગુરુજી—કનુ, વાતો કહુ છુ, તે તો બધા સાભળે છે, બધાના પર અસર થાય છે, પણ તારી વાત તો જુદીજ છે, તું તો જે સાંભળે, તે કરવાજ મડી પડે છે

ભગુ—ગુરુજી, કનુભાઇ ઘેર શી રીતે વર્તે છે, તે કહે તો કેવુ સારૂં? તે પ્રમાણે અમે પણ વર્તીએ

ગુરુજી—બાબુભાઇ પણ કનુભાઇ જેવાજ છે, પણ તે ધીમે ધીમે કામ કરે છે તે પણ શિખામણ પ્રમાણેજ ચાલે છે.

કૃષ્ણદાસ—ગુરુજી, મે મારા બાપાજીને બહુ વિનતિ કરી પણ મને પ્રભુની છબી સુવાના ઓરડામાં ભીંતે ચોઢવા આણી ન આપી. મે પૈસા માગ્યા, તે પણ આપ્યા નહિ.

શુ આપે? ઘરમાં હતા નહિ. મારા બાપાજી, બહુ ભલા છે પણ પાસે પૈસા નહિ, શુ કરે?

ગુરુજી—કૃષ્ણદાસ, કાલે મારે ત્યાંથી એક પ્રભુની છબી લઇ જજો, તમે સુવાના ઓરડામાં ભીંતે ચોઢજો, ને ઉઠતી વખતે દર્શન કરજો, જે ગરીબ હોય તે મારે ત્યાથી પ્રભુની છબી લઇ જાય

નંદદાસ—ગુરુજી, મારી મા રાડીરાડ છે, તે કપડા સીવી અમારૂ પુરૂં કરે છે, પછી અમે શી રીતે કશું માગીએ?

ગુરુજી—કાલે તમે પણ લઇ જાજો, ને કૃષ્ણદાસ પણ લઇ જાય

ભગુ—ગુરુજી, કનુભાઇએ પોતાની વાત કહી નહિ

ગુરુજી—આજે વખત થઇ ગયો છે. કનુભાઇ આવતી કાલે બધી વાત કહી જશે

---

## પાઠ ૨૦ મો.

## પવિત્ર બાળકના આચરણ.

કનુ—ગુરુજી, ભગુભાઇનો આગ્રહ છે, માટે આજે મારી વાત કહુ.

ગુરુજી—કનુભાઇ, આ ગોકુળદાસ પણ બહુજ સુદર છોકરો છે, તેમને ત્યાં હુ કાલે ગયો હતો, ત્યારે મને તેમના પવિત્ર જીવન માટે બહુ આનદ થયો હુ તેમને ઘેર

ગયો કે, તરતજ વિનયથી ' જય શ્રી કૃષ્ણ " કર્યા તેમની ઉમર માત્ર છ વરસની છે આ પ્રમાણે તેમનો વિવેક જોઇ તેમની કેટલીક વાત મે પૂછી. તેમના પિતાએ કહ્યું કે આ છોકરાનો જન્મ ગોકુળ આઠમને દિવસે છે, માટે તેનું નામ ગોકુળદાસ પાડયું છે તે સવારમા વહેલો ઉઠે છે ઉઠીને સાૈને ઘરમાં પગે લાગે છે. પછી પરવારીને નાહી ધોઇ ઠાકોરજીની સેવા કરે છે. અગાસીમાં મોગરાના ફૂલનું કુંડુ છે, ત્યાથી ફૂલ ચુંટી લાવી તે ઠાકોરજીની પાસે ધરે છે. પ્રભુને બહુ પ્રેમપૂર્વક દંડવત કરે છે. પ્રભુને માટે મેવો તથા શાકભાજી પણ તે પોતે લઇ આવે છે. કદી ખોટા શબ્દ તો બોલતા શીખ્યોજ નથી. તેને બોલાવતાં તે હાજી, જી વગેરે નમ્રતાભર્યાં શબ્દો બોલે છે. ફળ સિવાય બજારની કોઇ ચીજ ખાતો નથી, કોઈ માણસ મારે ત્યા આવે તેને હમેશાં જય શ્રીકૃષ્ણ કરી તેની પાસે પાણી તથા પાન સોપારી મૂકે છે, ને હું ઘેર ન હોઉં તો કામકાજ પૂછી, " આવશે ત્યારે કહીશ " એમ કહી જવાબ આપે છે શિક્ષક ભણાવવા આવે તો પગે લાગી વિવેકસર બેસી ભણે છે. સાંજે શ્રીઠાકોરજીને પગે લાગી ઘરનાં ને કુટુંબનાં બધા માણસોને સ્ત્રીઓ સુદ્ધાને પગે લાગે છે. રાત્રે વાળુ કરી મારી પાસે બેસે છે. હું તેને નાની નીતિની વાતો

કહુ છુ તે સાભળ્યા પછી સુઇ જાય છે પથારીમા સુતા પ્રભુનું નામ થોડી વાર દઈ પછી ઉંઘી જાય છે. આવો નાનો છોકરો આટલી નાની ઉમરનો મે કોઇ જોયો નથી. એની વાણી ઘણી મીઠી છે. કોઇને માઠુ લાગે એવું તો એ કદી બોલતોજ નથી. પ્રભુ એને જીવતો રાખે, ને મારા ઘરને તે દીપાવે.

ગુરુજી—ભાઈઓ, કહો, તમને આ ગોકુળદાસ કેવો લાગ્યો?

કેનુ—હુ તો સવારમા મારા માબાપને ને મારા દાદીમાનેજ પગે લાગુ છુ, ને આ ગોકુળદાસ તો બધાને પગે લાગે છે હવે તો હુ એની ભાઈબંધી કરી એની જોડે રમીશ હુ સવારમાં ઉઠી પ્રભુની સ્તુતિ કરૂં છુ, પછી પરવારીને નહાઉં છુ, પછી તિલક કરી પ્રભુની માળા ફેરવું છુ ત્યારબાદ માતાજીને તથા પિતાજીને પગે લાગી મદિરમા દર્શન કરવા જાઉં છુ મારા માબાપ જે કહે તે હુ તરતજ કરૂ છુ. તેમની મરજી બરાબર સાચવુ છુ, તેથી તેમને વહાલો લાગુ છુ મે કદી આડાઈ તો કરીજ નથી મારા દાદીમા તો રોજ મને ખોળામા બેસાડે છે, ને સારી સારી વાતો કહેવરાવે છે હુ વાતો કહુ છુ ત્યારે રાજી થઇ "બેટા સુખી થજો" એમ કહે છે મારા દાદીમાને હુ વારે વારે હાથ જોડી પૂછું છુ, માતાજી કઇ કામ છે? શું જોઇએ છે? માતાજી કઇ

કામ હોય તો મને તરત બતાવે છે કોઇ વાર મારી પાસે ચોપડી વચાવે છે, ને મને વાચતો જોઇ રાજી રાજી થઇ જાય છે.

ભગુ—ગુરુજી, હવે હું પણ કનુભાઇની પેઠે વર્તીશ.

બાબુ—મને તો કનુભાઇ કરતાં પણ ગોકુળદાસ બહુજ સારા લાગ્યા છે. શેરને માથે સવાશેર હોયજ

---

## પાઠ ૨૧ મો.

## પ્રભુનાં કાર્યો.

ગુરુજી—કનુ, આજ સુધી તમને કહેલા ચરિત્રો કોણ કહી જશે ?

ગોકુળદાસ—ગુરુજી. જો તમે કહો તો મારા બાપાજીએ કહેલી થોડી વાત કહી જાઉં.

ગુરુજી—કહો ગોકુળદાસ.

ગોકુળદાસ—મારા બાપાજીએ એક દહાડો એવી વાત કહી હતી કે, એક મોટો ઝેરીલો સાપ હતો, તેને પ્રભુએ સજા કરીને પાસરો કર્યો તે જમનાજીમાં રહેતો હતો. વળી પ્રભુએ એક મોટો પર્વત પોતાની આગળીએ ઉંચક્યો હતો, તથા ઇંદ્રરાજાનો મદ ઉતાર્યો હતો, તેમજ

તેમણે મામા કંસને મથુરામાં જઈને મારી નાખ્યો બીજીએ બહુ વાતો પ્રભુની મને એ કહે છે.

બાબુ—ગુરુજી. આવી વાત તો આપે અમને કદી કહી નહિ

ગુરુજી—બાબુ, હવેથી ધીમે ધીમે બધી વાતો તમને કહી જઈશ. અધીરા થશો નહિ. થોડે થોડે બધુ ભણાય.

કનુ—ગુરુજી, આપે કહેલી વાતો હું ટુંકામાં કહી જાઉં છું પહેલાં તો કંસે પોતાની બેન વસુદેવજીને પરણાવી. પછી બેઉ જણને કંસે કેદ કર્યાં. વસુદેવના છ દીકરા કંસે ઠાર કર્યાં. છેવટે પ્રભુ પ્રકટ થયા, તેમને ગોકુળ લઈ ગયા. પ્રભુએ માઝી પૂતનાને મારી નાંખી, તૃણાવર્તને માર્યો, શકટાસુરનો નાશ કર્યો. ગર્ગાચાર્યે શ્રીકૃષ્ણ બળદેવનાં નામ પાડયાં. પ્રભુએ જશોદા માતાને મુખમાં વિરાટ સ્વરૂપ દેખાડયું. ગોળી ફોડી નાખવાથી જશોદાજીએ પ્રભુને દોરડે બાંધ્યા. પ્રભુએ યમલાર્જુનનો ભંગ કરી કુબેરના બે દીકરાનો ઉદ્ધાર કર્યો. શ્રીકૃષ્ણે વત્સાસુર તથા બકાસુરને માર્યા, તથા અઘાસુરનો વધ કર્યો. આ ઉપરાંત આપે અમને પ્રભુનાં દર્શન કરાવ્યાં, ગાયો પાળવાનાં કારણો સમજાવ્યાં.

ગોકુળદાસ—મારે ઘેર તો ગાય છે, હું રોજ સવારમાં તેનું દૂધ પીઉં છું, વળી મને દહીં પણ બહુ ભાવે છે માખણ તો મારા માતુશ્રી રોજ શ્રીઠાકોરજીને ધરાવીને મને આપે છે. હું આનંદથી ખાઈ જાઉં છું. આવુ સુખ ગાય મને

આપે છે, તેથી હુ સવારમાં ઉઠીને નાહીને પગે લાગુ છુ, તથા ઘાસ પણ ખવરાવું છું. ગાયમાતા મને દેખે છે કે. કાન ઉંચા કરી પૂછડી ઉંચી કરી નાચાનાચ કરી મુકે છે મારા માતુશ્રી રોજ ગાયમાતાને ચાંલ્લો કરી ચોખા ચઢાવે છે. મારા બાપાજી તો એક દિવસ મને કહે છે કે ગાયના શરીરમા બધા દેવ રહેલા છે, માટે તે બહુજ પવિત્ર છે. જેને બારણે ગાયમાતા હોય તેને બારણે બધા દેવ રહે છે ને મદદ કરે છે તેને ઘેર સદા અમી અને આનદ રહે છે.

કનુ—ગુરુજી, મારા બાપુ અત્યારમા ગાય લેવા ગયા છે તે બપોરે લાવશે મારે બારણે ગાય બાંધશે, ત્યારે મારૂ બારણું કેવું રૂપાળુ દેખાશે? હુ પણ રોજ ગાયમાતાને પગે લાગીશ, ઘાસ નાખીશ, પાણી પાઇશ, ને તેના વાછરડાને ખૂબ રમાડીશ

---

## પાઠ ૨૨ મો.

---

### કાલીય નાગ.

ગુરુજી—એક દિવસ શ્રીકૃષ્ણ અને બધા ગોવાળીઆ ગાયો ચારવા ગયા. પછી બપોરે જમ્યા પછી ગાયોને લઇને

શ્રીજમુનાજીમાં જળ પીવા ગયા. જેટલાએ પાણી પીધુ તે બધા મરી ગયા પ્રભુ જુએ છે તો બધા મરી ગયા છે શ્રીકૃષ્ણે અમી દૃષ્ટિ કરી બધાને જીવતા કર્યાં. બધા પાણી પીતાં મરી ગયા, તેનું કારણ એ હતું કે ત્યા આગળ એક મોટો ઝેરવાળો સાપ રહેતો હતો. એ સાપનુ ઝેર પાણીમા આવ્યું, તે પીવાથી મરી ગયા. પછી પ્રભુ સાંજ પડતાં ઘેર આવ્યા બધા ગોવાળીઆએ માબાપને બધુ કહ્યું, બધાં નવાઈ પામ્યા

કનુ—ઓ ગુરુજી, શ્રીકૃષ્ણ ન હોત તો એ બધાને કોણ જીવતા કરત ? બિચારા મરી જાત પ્રભુજીએજ એમનુ ભલુ કર્યુ. પ્રભુજ સૌનુ સારૂ કરનાર છે

ગુરુજી—કનુ, હવે તો તું પ્રભુની વાત સાભળ. પ્રભુ બીજે દિવસે સવારમા ગોવાળીઆને લઈ દડાની રમત રમવા જમનાજીને કાંઠે ગયા રમતાં રમતા પેલો ઝેરી સાપ રહેતો હતો, તે ખાડામાં દડો પડી ગયો. દડો રમતા જેનાથી ખોવાઈ જાય તે બીજો દડો લાવે, એવી રમતામા સરત હતી, એટલે બધા ગોવાળીઆ શ્રીકૃષ્ણને કહેવા લાગ્યા કે તમે દડો શ્રીજમનાજીમ નાખી દીધો, માટે લાવો પ્રભુ તો તરતજ તે ખાડા પર એક ઝાડ હતું, તેનાપર ચઢયા, ને પાણીના સાપવાળા ધરામા કુદકો માર્યો. ગોવાળીઆ તો સજ્જડ થઈ ગયા, કેટલાક રડવા લાગ્યા,

કેટલાકના મોં તદ્દન ઉતરી ગયા, કેટલાક ગામમા ખબર કહેવા દોડી ગયા. જશોદા માતાએ તો વાત જાણી કે રડતાં કકળતાં તે ખાદા ભણી નાઠા, નદરાયજીના તો હોસકોસ ઉડી ગયા, પણ બિચારા શું કરે ? બધા વ્રજમાં હાહાકાર થઇ ગયો. બધાએ મનમા ધાર્યું કે, હવે પ્રભુને ઝેરી સાપ કરડશે, એટલે હવે તે પાછા આવવાના નથી. વ્રજની સ્ત્રીઓના દુઃખનો તો પાર ન રહ્યો. દરેકની આંખોમાથી આંસુની ધાર ટપકવા લાગી, ગોવાળીઆ તથા બીજા તેમના ભાઇબંધો તો આ બધું દેખીને બહુજ અધીરા બની કંગાલની પેઠે રડવા લાગ્યા બધાંને બળદેવજી ધીરજ આપે કોઇ રડશો નહિ. પ્રભુને કંઇ થવાનુ નથી; કશી ફીકર કરશો નહિ, પણ ધીરજ કોને રહે ? જશોદા માતા તો દોડી દોડીને ધરામાં પડવા જાય, આંખોમાં તો શ્રાવણ ને ભાદરવો વહે છે. બળદેવજી તેમને પકડી રાખે છે. જનુ, જો આપણે તે વખતે ત્યાં હોઇએ, તો જરૂર રડી પડાય અને મહાશોક થાય. (સો આ વાત સાંભળતા જાય ને રોતા જાય. બાણુ તો છાનો છાનો ધોતીએ આંખો લોતો જાય ને વાત સાંભળતો જાય. ભગુ તો ખુલ્લે મોઢે રોઇ પડયો. દુ:ખીયાંનુ દુઃખ સાંભળી કોને દયા ન આવે ? )



# પાઠ ૨૩ મો.

## કાલીયનાગને નાથ્યો.

કેતુ—ગુરુજી, પ્રભુએ ખાડામા કુદકો માર્યા પછી શુ કર્યું ? કાલે એ વાત આપે અધુરી મુકી તેથી મને તો એના એ વિચારને લીધે સ્વપ્નુ આવ્યું. રાતે મને સ્વપ્નામા એવું થયું કે, જાણે પ્રભુએ સાપને બહુ માર્યો.

ગુરુજી—વાત ખરી છે, પ્રભુજી તો પડ્યા એવા પાણીમા ઊંડા ઉતરી ગયા. અંદર તો મોટી ફેણુવાળો લાંબો સાપ નિરાંતે ઉંઘતો હતો. તેની બે સાપણો તેની સેવા કરતી હતી. પ્રભુજી ત્યા જઇને ઉભા રહ્યા. નાગણો નવાઈ પામી કે, આવો રૂપાળો આ નાનો છોકરો અહીં ક્યાંથી આવ્યો. પોતાનો ધણી બહુ ઝેરવાળો છે, એવું નાગણો જાણતી હતી એટલે તેમણે શ્રીકૃષ્ણને સમજાવી પાછા કાઢવાનો વિચાર કર્યો

નાગણીઓ કહેવા લાગી કે હે છોકરા, તુ અહીં કેમ આવ્યો છે ? તું જતા રહે, નહિ તો અમારો ધણી જાગશે, તો તને મારી નાખશે, તુ અહીં ક્યાંથી ભુલો પડી ગયો ? અહીં આવેલુ કોઇ પાછુ જતું નથી.

પ્રભુએ કહ્યું કે, મારે રમવા માટે સાપનું માથું જોઇએ

છે, તે લેવા આવ્યો છું તાગ ધણીને જગાડ, મારે તેનું માથું લઈ જવું છે.

નાગણીઓ આ સાંભળી નવાઈ પામી, અને બોલી, અલ્યા ઘેલા, તારી માને કેટલા છોકરા છે કે, તને અળખામણો ગણી અહીં મોકલ્યો છે?

પ્રભુ કહે છે, મારી માને બે છોકરા છે. તેમાં હું નટવર નાનો છું. તારે શી પંચાત? તું નાગને જગાડ નાગને જાગતાંની સાથે પ્રભુએ એક લાત મારી, પછી તેના માથાપર પ્રભુ ચઢી બેઠા નાગે બહુ જોર કર્યું, પણ પ્રભુ આગળ તેનું શું ચાલે? પ્રભુએ તેને ખૂબ માર્યો. આખરે બે ભાન થઈ ગયો એટલે તેની નાગણીઓ ગભરાઈને કરગરવા લાગી, બહુજ રડવા માંડી, પ્રભુની ઘણી સ્તુતિ કરી, એટલે સાપને મારવાનું બંધ કર્યું. સાપને ભાન આવ્યું, એટલે તે કરગરવા લાગ્યો. પ્રભુ કહે છે, તને હવે નહિ મારૂં, પણ તારે હવે અહીં રહેવું નહિ, સાપ કહે છે મેં એકવાર ગરૂડજીને પજવ્યા હતા, તેથી હું અહીં આવ્યો છું. મને ગરૂડજીની મોટી બીક છે, જો હું અહીંથી બહાર નીકળીશ, તો જરૂર મને મારી નાખશે. ગરૂડજીને પણ શાપ છે, તેથી તે અહીં આવી શકતા નથી. એટલે હું સુખે અહીં રહી શકું છું. શ્રીકૃષ્ણે કહ્યું, હવે તું તારે ફાવે ત્યા જઈ શકીશ તને

ગરુડ નહિ નડે ગરુડ તને ઇજા નહિ કરે, એવો મારો આશીર્વાદ છે. જો ગરુડ આવે તો તું તારા માથા પર મારા પગલાની છાપ દેખાડજે એટલે, ગરુડ ચાલ્યો જશે સાપ રાજી થઇ ત્યાથી નીકળી પ્રભુને પગે પડી પોતાને મૂળ સ્થાને ગયો. શ્રીકૃષ્ણ પણ એ ખાડામા બહુજ મોટાં અને સુદર કમળફૂલ હતા, તે લઇ બહાર નીકળ્યા. બધા પ્રભુને જોઇ રાજી રાજી થઇ ગયા જશોદાજી તો પ્રભુને વળગી પડયા. બધા વ્રજના લોક પ્રભુજી પાછા આવ્યા, તેથી દેવની સ્તુતિ કરવા લાગ્યા. વ્રજમાં બધે આનદ આનદ થઇ ગયો, ને બધાનુ સાપનુ સાલ ટળી ગયુ.

## પાઠ ૨૪ મો.

### દાવાનલ–પાન.

કેનુ—ગુરુજી, વ્રજભકતો બિચારા બહુજ ભોળા હતા. ખરેખર, લોકો કહે છે કે " ભોળાઓના ભગવાન છે " આ વાત ખારી છે પ્રભુની આટલી બધી તેઓ શકિત દેખે છે પણ જ્યારે તેમના પર સકટ આવે છે. ત્યારે દુ.ખી થાય છે, એમ નથી સમજતા કે, પ્રભુ સર્વ શક્તિમાન છે

ગુરુજી—એજ પ્રભુની લીલા છે પ્રભુ ભકતોને પોતાનો આનદ આપવા માટેજ આમ કરે છે,

બાબુ—પછી પ્રભુ ફૂલો લઇને આવ્યા, ત્યારબાદ શું કરવા લાગ્યા ? કાલની અધુરી વાત આજે કહો વળી ગરુડજીને ઋષિએ શાપ શા માટે આપ્યો હશે ! મારા બાપાજી તો કહે છે કે, ગરુડજી ઉપર પ્રભુ બેસે છે પ્રભુ જેના પર બેસે, તેને શાપ કોણ આપી શકે ?

ગુરુજી—એક વાર ગરુડજીએ એ ધરામાના મોટા માછલાને મારી નાખ્યું, એ માછલું બધા માછલાંને બહુ વહાલું હતુ, તેથી તથા સૌભરિ મુનિના દેખતા આ કામ કર્યું, તેથી ઋષિએ શાપ દીધો કે, હે ગરુડજી, તમે જો હવે આ ધરામા આવશો તો મરી જશો. આથી ગરુડથી ત્યા અવાતુ નહતુ, એટલે ગરુડજીનો દુશ્મન કાળીનાગ આ ખાડામા રહેતો હતો, એ વાત કાલે કહી હતી. હવે આગળ બીજી વાત સાંભળો પ્રભુજી કાળીનાગ નાથવા ધરામાં પડયા, અને કાળીનાગને પાંસરો કરતા કરતાં આખો દિવસ જતો રહ્યો. પ્રભુ નહિ દેખાયાથી કોઇએ કશું ખાધું નહોતું એટલે રાતે બધા ત્યાંજ રહ્યા. પ્રભુ સુખે ધરામાંથી નીકળ્યા, એટલે નંદરાયજીએ બ્રાહ્મણોને બહુ દાન આપ્યાં. રાતે ઉજાણી કરી બધા જમનાજીના પવિત્ર તટપર સુઇ રહ્યા હતા, એવામાં રાતે ત્યાં દાવાનળ સળગ્યો. બધા વ્રજવાસીઓ ગભરાઈ ગયા દાવાનળ ચારે બાજુ ફરી વળ્યો, જેથી નાસવાનુ પણ

હતું નહિ, એટલે પ્રભુની સ્તુતિ કરવા લાગ્યા પ્રભુએ કહ્યું ગભરાશો નહિ, હમણા હોલવાઈ જશે. તમે બધા આંખો થોડી વાર મીચી જાઓ, એટલે હું દેવને બોલાવી તમારૂં દુ:ખ મટાડી દઉં. બધાજ આંખો મીચી ગયા. એટલે પ્રભુજી બધો દાવાનળ પોતાના મોમા લઈ પેટમા પી ગયા. જેમ કોઇ વાડકીમાંથી દુધ પી જાય, તેમ પ્રભુ આ વનરૂપી વાડકીમાથી અગ્નિ પી ગયા. પછી બધાને આંખ ઉઘાડવાનુ કહ્યુ. પ્રભુની આજ્ઞા મળતાં બધાંએ આખ ઉઘાડી, તો દાવાનળે મળે નહિ, ને તેનુ કશુ નિશાન પણ નહિ! બધા નવાઇ પામ્યા. બધા પ્રભુને પગે પડયા કેટલાકને હરખના આંસુ આવી ગયાં. પ્રભુએ કહ્યુ: વ્રજનો દેવ બહુ જબરો છે, એની તમારા પર બહુ કૃપા છે. જુઓને, દાવાનળનુ દુ:ખ એણે કેવું મટાડી દીધુ? આ વાત સાભળી બધા છોકરા હસવા લાગ્યા.

ભગુ—ગુરુજી, આ પ્રભુ તો જુઓ પોતે દાવાનળ પી ગયા, ને બિચારાં ભોળાંને ભરમાવે છે. મને તો પ્રભુનાં આવાં ચરિત્ર સાંભળી બહુ હસવું આવે છે.

ગુરુજી—ભગુભાઇ, પ્રભુ સૌથી મોટા છે, મોટાને કદી મોટાઈ હોતી નથી મોટા પુરુષો સદા વિવેકી અને નમ્ર હોય છે, તેમની વાણી સદા અમૃત જેવી મીઠી

હોય છે. તો આ તો ભગવાન, સદા ભકતો રાજી રહે એમ કરે છે. જો પ્રભુ પોતાનું ભગવાનપણું બતાવી દે, તો વ્રજભક્તોને મજા ન આવે. જેની સાથે રમવું હોય તેના જેવા થવુ પડે

---

## પાઠ ૨૫ મો.

## પ્રભુનાં દર્શન.

ગુરુજી—કનુભાઈ, તમે કોઈ દિવસ પ્રભુના મંદિરમાં દર્શન કરવા જાઓ છો કે ?

કનુ—હા ગુરુજી, હુ કોઈકવાર જાઉં છું, પણ મારાં માતાજી રોજ દર્શન કરવા જાય છે. એક પણ દિવસ એવો નથી જતો કે મારા માતાજી મંદિરમાં દર્શન કરવા ન જાય, એમને મંદિરમાં ગયા વિના ગમતુ જ નથી

ભગુ—ગુરુજી, મારાં માતાજીની જોડે હું તો રોજ દર્શન કરવા જાઉ છુ, મારાં માતાજી તો પ્રભુજીને ખૂબ કાલાવાલા કરે છે. વળી કોઇકવાર દર્શન થવાની વાર હોય તો પ્રભુને પહેરાવવા માટે ફૂલની માળા પણ ગુથે છે. મારાં દાદીમા તો હુ નાનો હતો, ત્યારે પણ મને કેડે બેસાડીને દર્શન કરવા લઈ જતાં, અને મને દર્શન કરતાં ન આવડે, ત્યારે મારા હાથ ઝાલીને જે જે કરીને મને દર્શન કરાવે. વળી એ મંદિરમા એક ડોસો હતો,

તે રોજ મને પ્રસાદી મેવા, મિઠાઈ આપે. એટલે જો કોઈ દિવસ મને ન લઈ જાય તો હું તો ખૂબ રડુ.

ગુરુજી—ભગુભાઇ, તમે મંદિરમાં જ્યારે જાઓ છો, ત્યારે ત્યા અગાડી શુ શુ કરો છો?

ભગુ—ગુરુજી, હું તો બે હાથ જોડીને પગે લાગુ છુ, વળી જમીનપર ઉંધો સુઈ જઈને પ્રભુને પગે પડુ છુ, કારણકે મારા બાપાજી જોડે હું એકવાર દર્શન કરવા ગયો, ત્યારે એ એવી રીતે પગે લાગ્યા, એટલે હું પણ શીખી ગયો. મંદિરમા બહુજ આનંદ આવે છે, એ સ્થાન બહુ પવિત્ર લાગે છે વળી ત્યાં સુગંધીદાર પવન વાય છે, ને તેથી મગજમાં ઠંડક થાય છે. ખરૂં કહીએ તો પ્રભુજ આનંદી છે, એટલે ત્યા લહેર હોય તેમા નવાઈ શી?

ગુરુજી—ભગુભાઈ, તું તો પ્રસાદીઓ ભગત, તારા દાદીમા તને લઈ ન જાય, ત્યારે તું રડે એ પણ તારી ખરી ભક્તિ! આ સાંભળી બધા ખડખડ હસી પડયા

ભગુ—ગુરુજી, નાના હોઇએ, ત્યારે તો એવાજ હોઇએ. આજે કંઇ એવો છુ

ગુરુજી—ભગુ, તમને ધન્ય છે, નાનપણથી તમને ટેવ એવી પડી છે, તેથી તમે અત્યારે પણ દર્શન કરવા જાઓ છો. વધારે નહિ તો દિવસમા એક વખત તો દર્શન કરવા જવુંજ જોઇએ. પવિત્ર ચિત્તે પ્રભુના દર્શન કરીએ, તો ખૂબ આનંદ થાય.

કેનુ—ગુરુજી, હવે ભગુભાઈ જોડે હું દરરોજ દર્શન કરવા જઇશ, ભગુભાઇ મારો સગાથ કરશો ?

ભગુ—બેશક, તમે રોજ મારી જોડે આવજો, ઉલટું મને આનંદ થશે "એકથી બે ભલા"

બાબુ—ગુરુજી. એકવાર હુ મંદિરમા દર્શન કરવા ગયો, ત્યારે મારાપર રંગ છાટયો, ત્યાર પછી હુ નથી જતો.

ગુરુજી—રંગ છાંટવાનું કારણ એ કે એ પવિત્ર રંગ આપણા શરીર પર પડે તો આપણે પવિત્ર થઈએ. એ રંગ શ્રી ભગવાનનો હોય છે બોલો હવે મંદિરમા દરરોજ દર્શન કરવા કોણ કોણ જશો? લગભગ બધા છોકરાઓએ દર્શન કરવા જવાનો નિશ્ચય કર્યો

ભગુ—બધા આજે મારે ત્યાં દર્શન વખતે આવજો. મંદિર મારા ઘર પાસે છે. આપણે સાથે જઈશું.

---

## પાઠ ૨૬ મો.

## પ્રભુનું પારણું.

### દોહરા.

પારણીએ પોઢયા રૂડે, નીરખો સુંદર શ્યામ,
ઝુલાવે હોંશે કરી, સેવક આ ધરી હામ.

હરખીને દર્શન કરે, આ સો આવે જેહ
દીન થઇ પાયે નમે, દંડવત કરતા દેહ.
ઝુલે પ્રભુજી પારણે, ગાદી ફૂલની સરસ,
સઘળે સુગંધી ઉડે, હરિનો ગાયે જશ
મંદિર લાગે મીઠડું, જઇએ નિત્યે ખાસ,
ફિકરના એ કામ છે, બનીએ પ્રભુના દાસ

---

## પાઠ ૨૭ મો.

## સાદા નિયમ.

### દોહરા.

સવારમાં વહેલા ઉઠી, પ્રભુનું ધરવું ધ્યાન,
પછી પથારી ત્યાગવી, પ્રભુજીનું દઈ નામ.
શૌચકામ સઘળું કરી, દાતણ કરવું ઝટ,
સ્નાન કરી તિલક કરી, જપવા પ્રભુના જપ.
શ્રી સર્વોત્તમ જપ કરી, કરવા બીજા સ્તોત્ર,
પગે નમે માબાપને, હોયે પાવન પુત્ર.
પાઠ કરે પોતા તણા, કરી પ્રભુનું કામ,
એથી વિદ્યા આવડે, વિદ્યા હરિની વામ.

નિશાળમાં આનંદથી, જવું હમેશાં ખાસ,
ભણવું બહુ ઉમંગથી, અજ્ઞાન પામે નાશ.
ગુરુપર પ્રીતિ રાખવી. ખુશી રહે ગુરુદેવ;
કિંકર બનવા ગુરુજીના, સદા પાડવી ટેવ.

## પાઠ ૨૮ મો.

### બગીચાની પ્રભુ સેવા.

ચોપાઇ.

આ મીઠો ને મોઘો બાગ, ફૂલો ખીલે રોજ અથાગ,
વેલી ઉપર ફૂલો ખૂબ, ઝુલે વાયે થઇ મગરૂબ
ઝાડો પર પણ ઝુલે સુમન,[1] ગરતાં નાચે છે થનથન,
વીણીને ભક્તો લઇ જાય, માળા કરીને હરિ રીઝવાય.
કોઈ બનાવે કલગી સરસ, ધરી હરિને લે આનંદરસ,
કોઇ કરે ફૂલનું પારણું, શોભામાં ખામી નવ આણું.
કોઇ ગાદી ને તકીઆ કરે, શ્રીપ્રભુ તે પર પોઢણ કરે;
કોઈ રજાઈ ગુંથે ફૂલની, રૂપાળી સુંદર ઝુલની.

---

૧ ફૂલ.

પ્રભુજીને ઓરાઢે ખાસ, આનંદથી ઓઢે રસરાસ,
કોઈ કાઢે છે તેલ ફુલેલ, ઉરાડે છાંટી રસ રેલ.
કોઇ કાઢે અત્તર રૂડલાં, અર્પે પ્રભુજીને પુમડાં,[1]
પ્રભુ સગંધે રાજી થાય, આનંદે ઉર અતિ ઉભરાય.
કોઇ બાગમાં મેવા થાય, એ મેવા પ્રભુનેજ ધરાય,
બાગ આમ બહુ સેવા કરે, પ્રીતમજીના મનડાં હરે.
જન જીવન છે મોંઘો બાગ, સત્કર્મો એ ફૂલ અથાગ,
એ ફૂલો પ્રભુ હર્ષે ગ્રહે, કિંકરો પર ખૂબ ખુશ રહે.
વિવિધ કાર્ય તે વિધવિધ ફૂલ, આવે હરિને બહુ અનુકૂળ.[2]




---

૧ અત્તરના પુમડા. ૨ ગમતાં-ફાવતાં.

ધી ગુજરાત પ્રિન્ટીંગ પ્રેસમા શાહ સોમાલાલ મગનલાલે છાપ્યુ ઠે પાચકુવા અમદાવાદ અને વસંતરામ શાસ્ત્રીએ પ્રસિદ્ધ કર્યુ, ઠે દેવકીનંદન નિવાસ, સ્ટેશન રોડ, અમદાવાદ

## બાલગ્રંથમાળા.

સવારે પથારીમાંથી ઉઠતાવેત અ
ુકા નિત્ય નિયમ કેરે. હોવો જોઇએ તેનો નિ
ગ્રથમાં છે. દશ હજાર નકલો ખપી ગઇ છે. ત્રીશ
હજાર નકલો છાપી છે. છુટક નકલના ત્રણ પૈસા અને
નકલના ૪ રૂપીઆ

**શ્રીદયારામવાણી**—દયારામભાઇના ઉત્તમ સિદ્ધાંતદર્શ
પદોનો આ નાનકડો સંગ્રહ છે બધા પદો રોજ ગાવા લાય
છુટક નકલનો માત્ર ૧ આનો, ૧૦૦ નકલના પાચ રૂપીઆ

**લગ્નગીત**—બહેનો લગ્નના વખતમા ગમે તેવાં ફટાણા
છે; તેને બદલે આવા ગીતો ગાય તો કેવુ મજાનુ? ભાઇ દી
ક્ષિંકરે આ ગીતો લખીને આખા સાહિત્ય- તો ઉમેરો કર્યો દ
છુટક નકલના બે આના, ૧૦૦ નકલના દશ રૂપીઆ

**બીજો ભાગ**—આ ભાગ તો નાના બાળકો હોંસથી ખુ
ખુશ થઇને વાચ્યાજ કરશે પરિણામે દરેક બાલક શ્રીકૃષ્ણ
ચુસ્ત ભક્ત બનશે પાંચ હજાર નકલો ખપી ગઇ છે નવી આવૃ
છપાય છે છુટક નકલના છ પૈસા અને ૧૦૦ નકલના ૮ રૂપીઆ

**ત્રીજો ભાગ**—આ ભાગ તો ઘણોજ રસ છે, પ્રભુને
અવનવી લીલાઓના પાઠો આ ભાગમા અદ્દભુત રીતે ગોઠવ્ય
છે ઉપરાંત આચાર વિચારો તથા સ્વદેશીનું રહસ્ય સમજાવનાર
પાઠો આ ભાગમા છે ૧૦૦ પાના છતાં છુટક નકલના માત્ર
બે આના. ૧૦૦ નકલના માત્ર ૧૧ રૂપીઆ.

**બાલશિક્ષાનો ચોથો ભાગ** થોડાંજ વખતમા બહાર પડશે

બધામાં ટપાલ ખરચ કે રેલ્વે ખરચ ગ્રાહકોને શિર સમજવું.